॥ ॐ ह्रीँ श्रीँ पार्श्वनाथाय नमः ॥

# શ્રી જીવવિચાર-સાર-સ્તવનાદિ સંગ્રહ સાર્થઃ




લેખક,

શિવલાલ ઝવેરચંદ સંઘવી.



સમુદ્રબંદર

# જ્ઞાનની મહત્તા.



नास्ति न्यायासमं सत्यं, नास्ति धर्मसमः सखा।
नास्त्युद्यमसमं मित्रं, नास्ति भाग्यसमं धनम् ॥

ન્યાય સમાન ( બીજું ) સત્ય નથી, ધર્મ સમાન ( બીજો ) મિત્ર નથી, ઉદ્યમ સમાન ( બીજો ) સોબતી નથી, તથા ભાગ્ય સમાન ( બીજું ) ધન નથી.

तृतीयं लोचनं ज्ञानं, द्वितीयो हि दिवाकरः ।
अचौर्यहरणं वित्तं, विना स्वर्णविभूषणम् ॥

જ્ઞાન છે તે ત્રીજા લોચન સરખું, બીજા સૂર્ય સરખું, ચોરોથી પણ ન હરાય એવા દ્રવ્ય સરખું અને સુવર્ણ વિના આભૂષણ સરખું છે.

सज्ज्ञानाम्बुप्रपा, धर्म-सत्रं पुस्तकवाचना ।
येन कार्येन तेनाप्त-मैहिकामुष्मिकं सुखम् ॥

ઉત્તમ જ્ઞાન રૂપી પાણીના પરબ સરખું, અને ધર્મની દાનશાળા સરખું એવું પુસ્તકોનું વાંચન જે કરે છે, તેણે આલોક તથા પરલોક સંબંધી સુખ મેળવ્યું છે.

|| ॐ ह्रीं श्रीं पार्श्वनाथाय नमः ||

# શ્રી જીવવિચાર-સાર-
# સ્તવનાદિ સંગ્રહ સાર્થઃ




લેખક,

શિવલાલ ઝવેરચંદ સંઘવી.

ભરૂચબંદર.





પ્રકાશક,

શ્રી સિદ્ધિવિજયજી જૈન પાઠશાળા.

ઠે. શ્રીમાળીમહોલ્લો, મુ. ભરૂચબંદર.





પ્રથમાવૃત્તિ  પ્રત ૧૦૦૦

વીરાબ્દ ૨૪૫૪  વિક્રમાબ્દ ૧૯૮૪  ઇ. સ. ૧૯૨૮

કિંમત રૂ. ૦-૨-૦ ( પોષ્ટેજ જુદું. )

# પ્રસ્તાવના.

જે સમયે સર્વ પ્રકારના સંશયછેદક, કેવળજ્ઞાનને કેવળ-દર્શનના ધારક, ત્રિભુવનદીપક શ્રીતીર્થંકર મહારાજા સાક્ષાત્ વિચરતા હતા, તે સમયની શું વાત કરવી ? પરન્તુ અંતિમ-તીર્થંકર શ્રી મહાવીરસ્વામિના વિરહ પછી પણ જૈનદર્શનમાં થઇ ગયેલા ધુરંધર આચાર્યોએ પોતાના જ્ઞાનબળથી ચારે તરફ જૈનધર્મની જયધ્વજા ફરકાવી હતી, તેઓના પ્રતાપથી જ ધર્મમાં થોડે કે ઘણે અંશે દૃઢ શ્રદ્ધાવાળા રહી હાલના જૈનીઓ કલ્લોલ-આનંદ કરે છે, તેઓ તે સમયના મનુષ્યોને પોતાના જ્ઞાનથી પ્રતિબોધ આપતા એમજ નહોતું પણ પાછળ થનારાઓના હિતને માટે પણ પોતાના જ્ઞાનની પ્રસા-દીરૂપ અનેક ગ્રંથો બનાવી ગયા છે, પરન્તુ કાળના પ્રભાવથી, પ્રમાદથી કે કોણ જાણે બીજા શાએ કારણોથી હાલના જૈનીઓની જ્ઞાન ઉપર પ્રીતિજ ઓછી છે, જૈનોના બહોળા ભાગમાં બીજા સર્વ વિષય કરતાં જ્ઞાન સંપાદન કરવાનો વિષય નિરસ અને નિરૂપયોગી થઇ પડયો છે, બીજી સર્વ કોમ કરતાં જૈન કોમ વિદ્યા વિષયમાં હલકી થઇ પડી છે, તેઓનું દ્રવ્ય બીજી અનેક બાબતમાં ખર્ચાય છે, પણ જેના ઉપર આખી કોમના ઉદયનો, મનુષ્ય માત્રના આનંદનો,

પરભવની સ્થિતિનો અને ટુંકામાં સર્વ પ્રકારના સુખનો સંપૂર્ણ આધાર રહેલો છે, તે જ્ઞાનના ઉત્તેજન-સંભાળ માટે કાંઈપણ ખર્ચ કરવાની કોઈને હોંશ નથી, બીજા પ્રકારના માની લીધેલ ગમે તેવા સુખ જણાતા હોય પણ ઉંડી રીતે આલોચ-વિચાર કરીએ તો જ્ઞાનની ઓછાશના કારણથી હાલના જૈનીઓની શોચનીય અવસ્થા છે.

જ્ઞાની પુરૂષોએ જૈન શાસ્ત્રોના ચાર વિભાગ પાડેલા છે, તેમાં દ્રવ્યાનુયોગને મુખ્ય ગણેલ છે, તે દ્રવ્યાનુયોગના અભ્યાસની આપણામાં મંદતા જણાય છે, તેથી દ્રવ્યાનુયોગના વિષયો તો ખાસ શીખવાજ જોઇએ તોજ આપણી સ્થિતિનું જ્ઞાન થાય.

શ્રી જૈન શ્વેતામ્બર એજ્યુકેશન બોર્ડ મુંબઇ તરફથી દર વર્ષે ધાર્મિક ઇનામી પરીક્ષા લેવાય છે, તેમાં કન્યાધોરણ ૧ લા, ૨ જા ને સ્ત્રીધોરણ ૧ લામાં આવતા પરચુરણ વિષયો અર્થ સાથે એક જ બુકમાં લભ્ય ન થવાથી, તેમજ ઘણા સ્તવનો, સજ્ઝાયો અર્થ સિવાયની હોવાથી શિખનારને તથા શિખવનારને વિશેષ મુશીબત પડતી હતી, તેને લક્ષ્યમાં લઈ અમોએ ત્રણે ધોરણોના પરચુરણ વિષયો સંગૃહીત કરી જેમ બને તેમ સરળ અર્થ સાથે છપાવી પડતી મુશીબતને દૂર કરી છે.

આ બુકમાં આવેલા ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ, સજ્ઝાયો અને ગહુલીઓના અર્થો પૂજ્યપાદ-પ્રાતઃસ્મરણીય

તીર્થોદ્ધારક–બાળબ્રહ્મચારી શ્રી વિજયનીતિસૂરીશ્વરજી મહારાજના વિદ્વાન શિષ્ય શ્રી ઉદયવિજયજી મહારાજ સાહેબે પોતાનો અમૂલ્ય સમય રોકી લખી આપ્યા છે, તેમજ જીવવિચારનો સાર આદ્યન્ત તપાસી જે જે અમૂલ્ય સૂચનાઓ કરી છે, તેને માટે આ સ્થળે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

સિવાય આ પુસ્તક છપાવવા માટે શેઠ સાહેબ શ્રી ચુનીલાલભાઈ રાયચંદભાઈ તથા શિક્ષક બન્ધુઓએ પ્રેરણા કરીને પ્રોત્સાહન આપેલ છે, તેમનો પણ આભાર માનવામાં આવે છે.

પ્રાન્તે જણાવવાનું જે મતિમાન્દ્યતાદિથી ને દ્રષ્ટિદોષથી જે અશુદ્ધિ રહી ગઇ હોય તે સુધારીને વાંચવા વિનંતી છે.

ઠે. શ્રીમાળીપોળ. લી. નમ્રસેવક.

ભરૂચબંદર. શિવલાલ ઝવેરચંદ સંઘવી.

# અર્પણ પત્રિકા.

ધર્મવીર શેઠ સાહેબ—

ચુનીલાલભાઇ રાયચંદભાઇ

ભરૂચબંદર

આપ સાહેબની ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા, જિનશાસનની ઉન્નતિ કરવાની તીવ્રાકાંક્ષા, ધર્મ કાર્યો કરવામાં અતિશય અંત-ઉત્સાહ; જૈન કોમના મનુષ્યો નીતિમાન, સદાચરણી, અને ધર્મ ઉપર દૃઢ પ્રીતિવાળા થાય તેવા ઉપાયો યોજવાની સહર્ષ ઇચ્છા, તેમજ મારા પ્રતિ અનુજબંધુ જેવો મમતાપૂર્ણ ધર્મસ્નેહ દર્શાવનાર ઈત્યાદિ ગુણોથી આકર્ષાઈ આ લઘુ પુસ્તક આપના પવિત્ર કરકમળમાં સહર્ષ સમર્પણ કરૂં છું, તે સ્વિકારી ઉપકૃત કરશોજી.

લી૦ નમ્રસેવક.

શિવલાલ ઝવેરચંદ સંઘવી.

ભરૂચબંદર.

# વિષયાનુક્રમણિકા.



**સુધારો:**—પૃષ્ઠ ૨૭–ગાથા ૪૫ મી.

તહ ચઉરાસી લક્ખા, સંખા જોણીણ હોઇ જીવાણું;

॥ परमगुरु श्रीमद्विजयधर्मसूरीश्वरेभ्यो नमः ॥

# શ્રી જૈન શ્વેતામ્બર એજ્યુકેશન બોર્ડ મુંબઇ તરફથી લેવાતી વાર્ષિક ધાર્મિક ઇનામી પરીક્ષા.

## ( કન્યા ધોરણ ૧ લું )

### શ્રી તીર્થંકરોના વર્ણનું ચૈત્યવંદન.

પદ્મપ્રભુને વાસુપૂજ્ય, દોય રાતા કહીએ;
ચંદ્રપ્રભુને સુવિધિનાથ, દો ઉજ્વલ લહીએ. ૧
મલ્લિનાથને પાર્શ્વનાથ, દો નીલા નિરખ્યા;
મુનિસુવ્રતને નેમિનાથ, દો અંજન સરીખા. ૨
સોળે જિન કંચન સમાએ, એવા જિન ચોવીશ;
ધીરવિમળ પંડિતતણો, જ્ઞાનવિમળ કહે શિષ્ય. ૩

**ભાવાર્થ**—પદ્મપ્રભુને વાસુપૂજ્ય એ બે જિનેશ્વરના શરીર લાલવર્ણે છે. ચંદ્રપ્રભુને સુવિધિનાથ એ બે જિનેશ્વરોના શરીર સફેદ વર્ણે છે. ૧

મલ્લિનાથ ને પાર્શ્વનાથ ભગવાન એ બે જિનેશ્વરોના શરીર લીલા વર્ણે છે. મુનિસુવ્રતસ્વામિને નેમિનાથ એ બે જિનેશ્વરોના શરીર શ્યામ વર્ણે-રંગે છે. ૨

તે સિવાય બાકીના સોળે ( ૧-૨-૩-૪-૫-૭-૧૦-૧૧-૧૩ ૧૪-૧૫-૧૬-૧૭-૧૮-૨૧-૨૪ ) તીર્થંકરોના શરીર કંચન ( પીળા

વર્ણે છે. ( કર્ત્તા ) ધીરવિમળ પંડિતના શિષ્ય જ્ઞાનવિમળજી ( સૂરિ ) કહે છે. ૩

---

## શ્રી ઋષભદેવ સ્વામિનું ચૈત્યવંદન.

આદિ દેવ અલવેસરૂ, વિનીતાનો રાય;
નાભિરાયા કુળ મંડણો, મરૂદેવા માય. ૧
પાંચસેં ધનુષ્યની દેહડી, પ્રભુ પરમદયાળ;
ચોરાસી લખ પૂર્વનું, જસ આયુ વિશાળ. ૨
વૃષભ લંછન જિન વૃષધરૂરે, ઉત્તમ ગુણમણિ ખાણ;
તસ પદ પદ્મ સેવન થકી, લહીએ અવિચળ ઠાણ. ૩

ભાવાર્થ—અયોધ્યા નગરીના રાજા, આનંદના દેનારા એવા આદિદેવ પ્રભુ ( છે ). નાભિરાજાના કુળમાં આભૂષણરૂપ અને મારૂદેવામાતાના પુત્ર ( એવા ) ૧

( જેમનું ) પાંચસેં ધનુષ્યની ઉંચાઇ પ્રમાણનું શરીર છે, એવા પ્રભુ ઉત્કૃષ્ટ દયાવાળા છે, ચોરાસી લાખ પૂર્વ વર્ષનું પ્રભુનું આયુષ્ય છે. ૨

જિનવરને વિષે વૃષભ સરીખા વૃષભના લંછનવાળા, ગુણમણિના ભંડાર એવા પ્રભુ છે, તે પ્રભુના ચરણ કમળ સેવનથી અવિચળ ( મોક્ષ ) સ્થાન લઇ શકાય. ૩

( "પદ્મ" થી કર્ત્તા ઉત્તમવિજયજી મહારાજના શિષ્ય પદ્મવિજયજી કહે છે. )

---

# શ્રી ઋષભદેવ સ્વામિનું સ્તવન.

માતા મારૂ દેવીના નંદ !, દેખી તાહરી મૂર્ત્તિ મારૂં મન લોભાણુંજી;

કરૂણા નાગર કરૂણા સાગર, કાયા કંચનવાન;
ધોરીલંછન પાઉલે કાંઇ, ધનુષ્ય પાંચસેં માન. માતા૦ ૧
ત્રિગડે બેસી ધર્મ કહંતા, સુણે પરખદા બાર;
યોજનગામિની વાણી મીઠી, વરસંતી જલધાર. માતા૦ ૨
ઉરવશી રૂડી અપ્સરાને, રામા છે મન રંગ;
પાયે નેપુર રણઝણે કાંઇ, કરતી નાટારંભ. માતા૦ ૩
તુંહિ બ્રહ્મા તુંહિ વિધાતા, તું જગ તારણહાર;
તુજ સરીખો નહિ દેવ જગતમાં, અરવડીયા આધાર. માતા૦ ૪
તુંહિ ભ્રાતા તુંહિ ત્રાતા, તુંહિ જગતનો દેવ;
સુરનર કિન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ. માતા૦ ૫
શ્રી સિદ્ધાચળ તીર્થ કેરો, રાજા ઋષભજિણંદ;
કીર્ત્તિ કરે માણેકમુનિ તાહરી, ટાળો ભવભય ફંદ. માતા૦ ૬

ભાવાર્થ—માતા મારૂદેવાનાનંદ હે ઋષભદેવ પ્રભુ ! તમારી મૂર્ત્તિ જોઇને મારૂં મન લોભાણું છે, આપ કરૂણાની ખાણ છો, કરૂણાના સમુદ્ર છો, કંચન ( સુવર્ણ ) વર્ણી કાયાવાળા છો, પગમાં વૃષભના લંછનવાન છો અને પાંચસેં ધનુષ્યના દેહવાળા છો. ૧

ત્રણ ગઢ ઉપર બેસીને બાર પર્ષદા સાંભળે તેવીરીતે ધર્મ કહેનારા છો, એક યોજન સુધી સંભળાય એવી મેઘની ધારા સરખી ગંભીરને મધુર વાણી છે જેની એવા છો. ૨

જેની પાસે ઉર્વશી ( ઈન્દ્રની પરી ] અપ્સરાઓને મનરંગી રામા ( સ્ત્રી ) ઓ પગમાં નેપુર ( ઝાંઝર ) પહેરી રણઝણ કરતી નાટારંગ કરી રહેલી છતાં આપ નિવિકારી છો. ૩

હે પ્રભુ! બ્રહ્મા કહીયે તો તમેજ છો, વિધાતા પણ તમેજ છો અને તમેજ જગતને તારનાર છો. આખી પૃથ્વી ભટકયા પણ તમારા સરખો કયાંઇ દેવ દીઠો નહિં માટે ખરેખર આપ જ દેવાધિદેવ છો. ૪

માટે પ્રભુ! તમેજ ભ્રાતા છો, તમેજ રક્ષણ કરનાર છો, જગતના દેવ પણ તમેજ છો, કેમકે–ચારે નિકાયના દેવો, કિન્નર ( ગંધર્વ ) દેવો, વાસુદેવ. ચક્રવર્ત્યાદિ તમારા ચરણ કમળની સેવા કરી રહેલ છે. ૫

શ્રી સિદ્ધાચળ તીર્થના અધિપતિ હે ઋષભદેવ પ્રભુ! માણેક મુનિ તમારી કીર્ત્તિ–સ્તવના કરે છે કે સંસારના ભયનો ફંદ ટાળો ( સંસારના ભયચક્રને મટાડો. ) ૬

---

## શ્રી મહાવીરસ્વામિનું સ્તવન.

સિદ્ધારથનારે નંદન! વિનવું, વિનતડી અવધાર;
ભવ મંડપમાંરે નાટક નાચીયો, હવે મુજ દાન દેવરાવ. સિદ્ધા૦ ૧
ત્રણ રતન મુજ આપો તાતજી!, જિમ નાવેરે સંતાપ;
દાન દીયંતારે પ્રભુ! કોસીર કીસી?, આપો પદવીરે આપ.
સિદ્ધા૦ ૨
ચરણ અંગુઠેરે મેરૂ કંપાવીયો, મોડ્યાં સુરનારે માન;
અષ્ટ કરમનારે ઝઘડા જીતવા, દીધાં વરસીરે દાન. સિદ્ધા૦ ૩

શાસન નાયક શિવ સુખદાયક, ત્રિશલા કૂખે રતન;
સિદ્ધારથનોરે વંશ દીપાવીયો, પ્રભુજી ! તમે ધન્ય ધન્ય
સિદ્ધા૦ ૪
વાચકશેખર કીર્ત્તિવિજય ગુરૂ, પામી તાસ પસાય;
ધર્મ તણે રસ જિન ચોવીશમા, વિનયવિજય ગુણ ગાય.
સિદ્ધા૦ ૫

**ભાવાર્થ**—સિદ્ધારથ રાજાના નંદન હે મહાવીર પ્રભુ ! આપને વિનવીને કહું છું કે મારી વિનંતિ અવધારશો (સ્વિકારશો), મારો જીવ સંસાર મંડપમાં (માંડવામાં) નાટકીયો થઇને ઘણીવાર નાચ્યો, હવે મુજને દાન (દીક્ષાના દાન) અપાવો. ૧

હે તાતજી ! મને ત્રણ રત્ન (સમ્યક્ જ્ઞાન–દર્શન–ચારિત્ર) આપો, જેથી ભવિષ્યમાં સંતાપ ન આવે, હે પ્રભુ ! દાન આપતાં આપને આટલી ઢીલ શી ? આપ મને પદવી આપો. ૨

આપે ચરણના અંગુઠે કરી મેરૂ પર્વતને કંપાવી દેવતાના માનને મરડી (તોડી) નાંખ્યું, આઠ કર્મના ઝઘડા જીતવાને માટે આપે વાર્ષિક દાન (હમેશાં એક ક્રોડને આઠ લાખ સોનૈયા એમ વરસ સુધી આપેલ છે.) આપ્યું છે. ૩

આપ શાસનના નાયક છો, મોક્ષ સુખને દેનારા છો, ત્રિશલાજીની કુક્ષીમાં રત્નરૂપ છો, આપે સિદ્ધારથ રાજાનો વંશ દીપાવ્યો છે, હે પ્રભુજી ! આપને અવાર નવાર ધન્યવાદ છે ! ૪

ગુરૂશ્રી કીર્ત્તિવિજયજી ઉપાધ્યાયનો પસાય પામી (કૃપા મેળવી) વિનયવિજયજી ઉપાધ્યાય (કર્ત્તા) ચોવીશમા ભગવાનના ગુણ ગાય છે. ૫

# શ્રી ઋષભદેવસ્વામિની સ્તુતિ.

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા,
મારૂદેવી માયા, ધોરી લંછન પાયા;
જગત સ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા,
કેવળસિરિ રાયા, મોક્ષ નગરે સધાયા. ૧

સવિ જિન સુખકારી, મોહ મિથ્યા નિવારી,
દુર્ગતિ દુઃખ ભારી, શોક સંતાપ વારી;
શ્રેણિક્ષપક સુધારી, કેવળાનંત ધારી,
નમીએ નરનારી, જેહ વિશ્વોપકારી. ૨

સમવસરણે બેઠા, લાગે જે જિનજી મીઠા,
કરે ગણપ પઇટ્ઠા, ઈંદ્ર ચંદ્રાદિ દીઠા;
દ્વાદશાંગી વરિટ્ઠા, ગુંથતાં ટાળે રિટ્ઠા.
ભવિજન હોય હિટ્ઠા, દેખી પુણ્યે ગરિટ્ઠા. ૩

સુર સમકિતવંતા, જેહ ઋદ્ધે મહંતા,
જેહ સજ્જન સંતા, ટાળીએ મુજ ચિંતા;
જિનવર સેવંતા, વિઘ્ન વારો દુરંતા,
જિન ઉત્તમ થુણંતા, પદ્મને સુખ દિંતા. ૪

**ભાવાર્થ**—આદિ જિનવર ઋષભદેવ પ્રભુ કેવા છે? જેની સુવર્ણ સરીખી કાયા છે, મારૂદેવા જેની માતા છે, પગમાં વૃષભનું લંછન છે, જગતની સ્થિતિ (મર્યાદા) ને જણાવીને શુદ્ધ ચારિત્ર

પ્રાપ્ત કરી કેવળજ્ઞાન રૂપ લક્ષ્મી મેળવીને મોક્ષ નગરમાં સીધાવી ગયા છે. ૧

સર્વે જિનેશ્વરો સુખના કરનારા છે, મોહ મિથ્યાત્વને વારનારા છે, દુર્ગતિ રૂપ દુઃખનો બોજો અને શોક સંતાપ તેને નિવારનારા ( ટાળનારા ) છે, ક્ષપકશ્રેણીને સારી રીતે ધારણ કરી અનંત એવા કેવળજ્ઞાનને ધારણ કરનારા છે, વળી જગતને ઉપકાર કરનારા છે, માટે હે નરનારી ! આવા જિનેશ્વરને નમસ્કાર કરવો જોઇએ. ૨

સમવસરણમાં બેઠેલા જિનજી મનોહર લાગે છે, ઇંદ્ર ચંદ્રાદિ દેવો વડે દેખાયેલા ( સેવાયેલા ) ગણધરપદને યોગ્યને પ્રતિષ્ઠિત કરે છે, ઉપદ્રવને ટાળનારી એવી શ્રેષ્ઠ દ્વાદશાંગી ( વાણી ) ને ગુંથનાર ( રચનાર ), ભવ્યજનને ઉપકાર કરનાર એવા પ્રભુ પુણ્ય વડે ગરીષ્ટ ( પુષ્ટ ) પ્રાણી હોય તોજ દેખી શકે. ૩

જે સમકિતવંત દેવતા ઋદ્ધિવડે કરીને મહન્ત એવા અને જેહ સજ્જન જનોને શાન્તિ કરનારા ( શાતાકારી ) એવા મારી ચિંતા ટાળજો, જિનેશ્વરને સેવન કરનારા લોકોના દુરંત ( દુઃખે કરી અંત આવે તેવા ) એવા વિઘ્નોને વારજો—નાશ કરજો, ( કર્તા ) શ્રી જિનવિજયજી મહારાજના શિષ્ય ઉત્તમવિજયજી તેમના શિષ્ય પદ્મવિજયજીને સુખ આપશો. ૪



# શ્રી જૈન શ્વેતામ્બર એજ્યુકેશન બોર્ડ મુંબઈ તરફથી લેવાતી વાર્ષિક ધાર્મિક ઇનામી પરીક્ષા.

( કન્યા ધોરણ ૨ જું. )

## શ્રી સિદ્ધાચલજી તીર્થનું સ્તવન.

નિલુડી રાયણ તરૂ તળે સુણ સુંદરી !
પિલુડા પ્રભુજીના પાયરે ગુણમંજરી !
ઉજ્વલ ધ્યાને ધ્યાઇએ સુણ૦, એહિ જ મુક્તિ ઉપાયરે ગુ૦ ૧

શીતળ છાયાએ બેસીએ સુણ૦, રાતડો કરી મનરંગરે ગુ૦
પૂજીએ સોવન ફુલડે સુણ૦, જેમ હોય પાવન અંગરે ગુ૦ ૨

ખીર ઝરે જેહ ઉપરે સુણ૦, નેહ ધરીને એહરે ગુ૦
ત્રીજે ભવે તે શિવ લહે સુણ૦, થાયે નિર્મળ દેહરે ગુ૦ ૩

પ્રીત ધરી પ્રદક્ષિણા સુણ૦, દીએ એહને જે સારરે ગુ૦
અભંગ પ્રીતિ હોય તેહને સુણ૦, ભવ ભવ તુમ આધારરે ગુ૦ ૪

કુસુમ ફળ પત્ર મંજરે સુણ૦, શાખા થડને મૂળરે ગુ૦
દેવતણા વાસાય છે સુણ૦, તીરથને અનુકૂળરે ગુ૦ ૫

તીરથધ્યાન ધરો મુદા સુણું૦, સેવો એહની છાયરે ગુ૦
જ્ઞાનવિમળ ગુણ ભાખીયો સુણ૦, શેત્રુંજા મહાતમ માંહ્યરે ગુ૦ ૬

**ભાવાર્થ**—લીલી રાયણના વૃક્ષ તળે (નીચે) પીળા (કંચન વર્ણા) પ્રભુના પાય છે, શુકલ ધ્યાને ધ્યાન કરવા લાયક છે, એહિ જ મુક્તિનો ઉપાય છે. ૧

રાયણની શીતળ છાયામાં હર્ષથી મન પુષ્ટ કરીને બેસીયે અને સુવર્ણના પુષ્પવડે પૂજીયે તો આપણું અંગ પાવન થાય છે. ૨

જે પ્રાણીના ઉપર સ્નેહ ધરીને રાયણવૃક્ષનું ખીર (દુધ) ઝરે (ઉપર પડે) તે પ્રાણીનો નિર્મળ દેહ થાય, અને ત્રીજે ભવે મોક્ષ મેળવી શકે. ૩

પ્રીત ધરીને એને (રાયણવૃક્ષને) પ્રદક્ષિણા સારભૂત આપીએ તો તેને અભંગ (અખંડ) પ્રીતિ થાય છે, જેને ભવે ભવે તમારો આધાર છે. ૪

રાયણ વૃક્ષના કુસુમ (ફુલ), ફૂળ, પત્ર (પાંદડાં), મંજરી, શાખા, થડને મૂળ (જે અંગો છે) તેમાં દેવોનું વસવું (વાસ-રહેઠાણ) કહેલ છે, ને તે તીર્થને અનુકૂળ છે. ૫

માટે હર્ષ કરી સિદ્ધગિરિ તીર્થનું ધ્યાન ધરો ને એની છાયાને સેવન (સેવા) કરો (કર્ત્તા) જ્ઞાનવિમળજી મહારાજ કહે છે કે–આ વાત શત્રુંજય માહાત્મ્યની અંદર કહેલ છે. ૬



# શ્રી જૈન શ્વેતામ્બર એજ્યુકેશન બોર્ડ
# મુંબઈ તરફથી
# લેવાતી વાર્ષિક ધાર્મિક ઈનામી પરીક્ષા.

## (શ્રી ધોરણ ૧ લું.)

### ગહુંલી ૧.

જીરે જિનવર વચન સોહંકરૂં, જીરે અવિચળ શાસન વીરરે;
ગુણવંતા ગિરૂઆ ! વાણી મીઠીરે મહાવીર તણી.
જીરે પર્ષદા બાર મળી તિહાં, જીરે અર્થ પ્રકાશો ગુણગંભીરરે ! ;
ગુણવંતા ગૌતમ પ્રશ્ન પૂછેરે મહાવીર આગળે. ૧
જીરે નિગોદ સ્વરૂપ મુજને કહો,
જીરે કેમ એ જીવ વિચારરે ? ગુણ૦ વાણી૦
જીરે મધુર ધ્વનિએ જગગુરૂ કહે,
જીરે કરવા ભવિક ઉપગારરે. ગુણ૦ વાણી૦ ૨
જીરે રાજ ચૌદ લોક જાણીએ,
જીરે અસંખ્યા જોજન કોડાકોડીરે. ગુણ૦ વાણી૦
જીરે જોજન એક એમાં લીજીએ,
જીરે લીજીએ એક એકનો અંશરે. ગુણ૦ વાણી. ૩
જીરે એક નિગોદે જીવ અનંત છે,
જીરે પુદ્ગલ પરમાણુઆ અનંતરે. ગુણ૦ વાણી૦

 

જીરે એક પ્રદેશે જાણીએ,
જીરે પ્રદેશે વર્ગણા અનંતરે. ગુણ૦ વાણી ૪
જીરે અસંખ્ય ગોળા સંખ્ય છે,
જીરે નિગોદ અસંખ્ય ગોળ શેષરે. ગુણ૦ વાણી૦
જીરે પરમાણુઆ પ્રત્યે ગુણ અનંતછે,
જીરે વર્ણ–ગંધ–રસ–ફરસરે. ગુણ૦ વાણી૦ ૫
જીરે લોક સકળમય એમ ભર્યો,
જીરે કહે ગૌતમ ધન્ય તુમ જ્ઞાનરે. ગુણ૦ વાણી૦
જીરે એવા ગુરૂની આગલ ગહુંલી,
જીરે ફતેશિખર અમૃત શિવની શ્રેણિરે. ગુણ૦ વાણી૦ ૬

**ભાવાર્થ**—જિનવર વચન સુખ કરનારૂં છે, વીરપ્રભુનું શાસન અવિચળ છે. હે ગુણવાન ભવ્યો! મહાવીર પ્રભુની વાણી મીઠી છે. વાણી સાંભળવાને માટે બાર પર્ષદા મળેલી છે. ગુણે કરી ગંભીર એવા પ્રભુ અર્થ પ્રકાશે છે. ૧

તે વખતે ગુણવંતા ગૌતમસ્વામિ પ્રભુને નિગોદનું સ્વરૂપ પુછે છે, ત્યારે પ્રભુ ભવિક જીવને ઉપકાર કરવા માટે મધુર ધ્વનિએ કરી કહે છે. ૨

અસંખ્યાત કોડાકોડી યોજનનો ચોદરાજ લોક છે, તેનો એક જોજન લહીએ, વળી તેમાંનો એક એક અંશ લેતા જવો, એમ બારીકમાં બારીક અંશ કરતાં બહુજ સૂક્ષ્મ બારીક અંશ લેવો. ૩

એક નિગોદને વિષે અનંતા જીવ છે, અને પુદ્ગલ પરમાણુઓ અનંત છે. એક એક જીવના અસંખ્યાત પ્રદેશ છે, અને એક એક

જીવ પ્રદેશે અનંતી વર્ગણા છે. એક વર્ગણા (કર્મના સ્કંધો) માં પરમાણુ અનંત છે, આવીરીતે એક નિગોદ કહેવાય. તેવા— ૪

નિગોદના ગોળા લોકમાં અસંખ્ય છે, અને એક ગોળામાં અસંખ્ય નિગોદ છે, દરેક પરમાણુમાં વર્ણ, ગંધ, રસ, ને સ્પર્શ એ ચાર ગુણુતો હોયજ.

અથવા પરમાણુ અનંત ગુણવાળો હોય તો આવી રીતે સમજવું કે—જે પરમાણુમાં એક ગુણ કાળો હોય તેની અપેક્ષાએ બીજો પરમાણુ અનંત ગુણ કાળો હોય, એમ સાપેક્ષ પરમાણુ અનંતગુણ સમજવા. ૫

આવીરીતે સકળલોક નિગોદથી ભરેલો છે, ત્યારે ગૌતમસ્વામિ પ્રભુના જ્ઞાનને વખાણે છે, એવા ગુરૂ (પ્રભુ) ની આગળ ગહુંલી કરતાં ફતેહના શિખરને અમૃત તુલ્ય એવી મોક્ષરૂપી શ્રેણિ પ્રાપ્ત થાય. ૬

("અમૃત" શબ્દથી કર્તાએ પોતાનું નામ સૂચવ્યું છે).

---

## ગહુંલી ૨.

સખિ! સરસ્વતી ભગવતી માતારે, કાંઇ પ્રણમી જે સુખશાતારે;
કાંઇ વચન સુધારસ દાતા, ગુણવંતા! સાંભળો વીરવાણીરે.
કાંઇ મોક્ષ તણી નિશાણી૦ ગુણવંતા૦ ૧
કાંઇ ચોવીશમા જિનરાયારે, સાથે ચૌદ સહસ્સ મુનિરાયારે;
જેહના સેવે સુરનર પાયા, ગુણવંતા! સાંભળો૦ ૨
સખી! ચતુરંગ ફોજા સાથરે, સખિ! આવ્યા શ્રેણિક નરનાથરે.
પ્રભુ વંદીને હુવા સનાથ, ગુણવંતા! સાંભળો૦ ૩
બહુ સખીઓ સંયુત રાણીરે, આવી ચેલણા ગુણખાણીરે;
એતો ભામંડલમાં ઉજાણી, ગુણવંતા! સાંભળો૦ ૪

કરે સાથીઓ મોહનવેલરે, કાંઇ પ્રભુને વધાવે રંગરેલરે;
કાંઇ ધોવા કર્મના મેલ, ગુણવંતા ! સાંભળો૦ ૫
બાર પર્ષદા નિસુણે વાણીરે, કાંઇ અમૃતરસ સમ જાણીરે;
કાંઇ વરવા મુક્તિ પટરાણી, ગુણવંતા ! સાંભળો૦ ૬

**ભાવાર્થ**—હે સખી ! ભગવતી એવી સરસ્વતિ માતાને પ્રણામ (નમસ્કાર) કરવાથી સુખશાન્તિ કરે છે, અમૃતના રસ જેવા વચનની દાતાર છે, તો હે ગુણવન્ત ! તમે વીરપ્રભુની વાણી સાંભળો, કેમકે તે મોક્ષની નિશાની છે. ૧

જેમની સાથે ચૌદ હજાર મુનિ મહારાજા છે, તેમજ દેવતાઓ ને મનુષ્યો જેમના ચરણકમળની સેવા કરી રહ્યા છે. તેવા ચોવીશમા તીર્થંકર શ્રી વીરપ્રભુ રાજગૃહી નગરીમાં સમોસર્યા. ૨

હે સખી ! મગધપતિ શ્રેણિક મહારાજા ચતુરંગી સેના ( હાથી, ઘોડા, રથને પાયદલ) સાથે પ્રભુને વાંદવા આવ્યા, કે જે અત્યાર સુધી અનાથ હતા તે હવે પ્રભુને વાંદીને સનાથ થયા, એટલે પ્રભુ જેવો માથે નાથ થયો. ૩

હે સખી ! ગુણના ભંડાર એવી મહાસતી ચેલણારાણી ઘણી સખીઓની સાથે પ્રભુને વાંદવા આવી, તે જાણે કે ભામંડલ જેવીજ ઉજવલ હોયની શું ? ૪

ચેલણારાણી મોહ પમાડે તેવો મનોહર સ્વસ્તિક કરી હર્ષથી પ્રભુને વધાવે છે કેમકે કર્મના મેલ ધોવાને માટે. ૫

અમૃતરસ જેવી મધુરી અને મુક્તિ પટરાણી ( મોક્ષ )ને પ્રાપ્ત કરાવનારી એવી શ્રી વીરપ્રભુની વાણી બાર પર્ષદા હર્ષપૂર્વક સાંભળે છે. ૬

# ક્રોધની સજઝાય.

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે. કડવા૦ ૧
ક્રોધે ક્રોડ પૂરવતણું, સંજમ ફળ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. કડવા૦ ૨
સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશીઓ નાગ. કડવા૦ ૩
આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે;
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પરજાળે. કડવા૦ ૪
ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવળનાણી;
હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી. કડવા૦ ૫
ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે શાહી;
કાયા કરજો નિર્મળી, ઉપશમ રસ નાહી. કડવા૦ ૬

**ભાવાર્થ**—ક્રોધનાં કડવા ફળ જ્ઞાની પુરૂષોએ કહેલ છે, ક્રોધનો રસ હળાહળ (તીવઝેર)ની ઉપમા સમાન છે. ૧

ક્રોધ કરનારનું ક્રોડપૂર્વ વર્ષનું સંયમફળ (ચારિત્ર ફળ) જતું રહે છે. અને ક્રોધ સહિત જે પ્રાણી તપસ્યા કરે તેની લેખામાં ગણાતી નથી. ૨

દ્રષ્ટાંત તરીકે—એક સાધુ ઘણો તપસ્વી હતો ને મનમાં ઘણો વૈરાગ્યભાવ ધારણ કરતો હતો. પણ એક દિવસ શિષ્ય ઉપર ક્રોધ કરવાથી અને તત્કાળ મરણ થવાથી ચંડકૌશિક નામનો દૃષ્ટિવિષ (જેની દ્રષ્ટિ પડતાં બળી જાય તેવો) સર્પ થયો. ૩

જેના ઘરથી આગ લાગી હોય તે આગ તેનું પ્રથમ ઘર બાળે છે, અને પાણીનો જોગ ન મળે તો બીજાનું બાળી ભસ્મ કરે છે ૪

એવીજ રીતે ક્રોધની ગતિ કેવળજ્ઞાનીએ કહી છે. જો ક્રોધીને ઉપશમજળનું સિંચન ન મળે તો પ્રથમ પોતાના આશ્રયને, પછી બીજાના આશ્રયને બાળે છે, માટે હેતની પણ મશ્કરી કરતાં જાળવજો ( વિચાર કરજો. ) ૫

( કર્ત્તા ) શ્રી ઉદયરત્નજી મહારાજ કહે છે કે ક્રોધને ગળે પકડી કાઢી મૂકજો, અને ઉપશમજળથી સ્નાન કરી દેહ ( શરીર ) ને નિર્મળ કરજો. ૬

---

## માનની સજઝાય.

રે જીવ ! માન ન કીજીયે, માને વિનય ન આવેરે;
વિનય વિના વિદ્યા નહિં, તો કિમ સમકિત પાવેરે ? રે૦ ૧

સમકિત વિણ ચારિત્ર નહિં, ચારિત્ર વિણ નહિં મુક્તિરે;
મુક્તિના સુખ છે શાશ્વતાં, તે કેમ લહીયે જુક્તિરે ? રે૦ ૨

વિનય વડો સંસારમાં, ગુણ માંહે અધિકારીરે;
માને ગુણ જાએ ગળી, પ્રાણી ! જો જો વિચારીરે. રે૦ ૩

માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યોરે;
દુર્યોધન ગરવે કરી, અંતે સવિ હાર્યોરે. રે૦ ૪

સુકાં લાકડાં સારીખો, દુઃખદાયી એ ખોટોરે;
ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટોરે. રે૦ ૫

**ભાવાર્થ**—રે જીવ ! અહંકાર ન કરીશ, અહંકારથી વિનય આવતો નથી, વિનય વિના વિદ્યા ( જ્ઞાન ) આવતી નથી, તો જ્ઞાન સિવાય સમકિત કેવી રીતે આવશે ? ૧

સમકિત વિના ચારિત્ર ન હોય, અને ચારિત્ર વિના મુક્તિ ન હોય, અને મુક્તિના સુખ શાશ્વતા કહેલ છે, તે કેવી યુક્તિથી મેળવી શકાય ? માટે માન ન કરવું. ૨

સંસારમાં સઘળા ગુણમાં વિનયગુણ મોટો છે, અધિક છે, અને અહંકારથી સઘળા ગુણ ગળી જાય છે ( નાશ પામે છે ) માટે હે પ્રાણીઓ ! તમો વિચારી (અનુભવ કરી )ને તપાસ કરશો. ૩

દ્રષ્ટાંત-રાવણે અભિમાન કર્યું તો રામના હાથથી માર્યો ગયો અને દુર્યોધને ગર્વ કરેલ તો પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠો- ( જુઓ પાંડવ ચરિત્રે ) ૪

અહંકાર કેવો છે ? કે-સુકાયલા લાકડા જેવો ( અક્કડ ) છે, દુઃખ દેનારો છે, ને ખોટો છે, ઉદયરત્નજી મહારાજ કહે છે કે આવા માન ( અહંકાર )ને દેશવટો આપજો. ૫

---

## માયાની સજઝાય.

સમકિતનું મૂળ જાણીએજી; સત્યવાન સાક્ષાત;
સાચામાં સમકિત વસેજી; માયામાં મિથ્યાત્વરે,
પ્રાણી ! મ કરીશ માયા લગાર. એ આંકણી० ૧
મુખ મીઠો જુઠો મનેજી, કૂડકપટનોરે કોટ;
જીભે તો જી જી કરેજી, ચિત્તમાંહે તાકે ચોટરે પ્રાણી !० ૨
આપ ગરજે આઘો પડેજી, પણ ન ધરે વિશ્વાસ;
મનશું રાખે આંતરોજી, એ માયાનો પાસરે. પ્રાણી !० ૩

જેહશું બાંધે પ્રીતડીજી, તેહશું રહે પ્રતિકૂળ;
મેલ ન છંડે મન તણોજી, એ માયાનું મૂળરે. પ્રાણી !૦ ૪
તપ કીધો માયા કરીજી, મિત્રશું રાખ્યોરે ભેદ;
મલ્લિજિનેશ્વર જાણજોજી, તો પામ્યા સ્ત્રી વેદરે. પ્રાણી !૦ ૫
ઉદયરત્ન કહે સાંભળોજી, મેલો માયાનીરે બુદ્ધ;
મુક્તિપુરી જાવા તણોજી, એ મારગ છે શુદ્ધરે. પ્રાણી !૦ ૬

ભાવાર્થ—'સાચું બોલવું' એ સાક્ષાત્ સમકિતનું મૂળ છે, કેમકે સાચામાં સમકિતનો વાસ છે, અને માયા (દંભ)માં મિથ્યાત્વનો વાસ છે. મિથ્યાત્વ સંસારવૃદ્ધિ કરનાર છે, માટે હે પ્રાણી! માયા (દંભકપટ) લગાર પણ ન કરીશ. ૧

માયાવાન પ્રાણીના લક્ષણ બતાવે છે—

મુખમાંથી મીઠું (સારૂં) બોલે, મનમાં જૂઠું હોય, કુડકપટનો કોટ (કિલ્લો) અને જીભે તો 'જી' 'જી' કરતો ફરે પણ ચિત્તમાં ચોટ તાકી ફરતો રહે છે કે કયારે ફાંસલામાં ફસાવી દઉં. ૨

પોતાને ગરજ પડે તો આગળ પડતો રહે છે, પણ તેને કોઇનો વિશ્વાસ આવે નહિં, અને મનમાં દરેક સાથે આંતરો રાખતો હોય કોઇને પોતાનું મન (અંતઃકરણ) આપેજ નહિં, આ સઘળો માયા (દંભ)નો પાસલો જાણવો. ૩

વળી જેની સાથે પ્રીતિ બાંધી હોય તેનાથી પ્રતિકુળ થઇને રહે છે, કયારે પણ મનમાંથી મેલ કાઢેજ નહિં, આ બધું માયા (દંભ)નું મૂળ જાણવું. ૪

દંભનું ફળ કહે છે—

પૂર્વભવમાં શ્રી મલ્લિનાથ ભગવાનના જીવે પોતાના મિત્રો સાથે ભેદ રાખી માયા ( કપટ ) કરી તપસ્યા કરી હતી છતાં તે સ્ત્રી વેદ ( સ્ત્રીપણું ) પામ્યા, માટે કપટ ન કરવું. ૫

ઉદયરત્નજી મહારાજ કહે છે કે-પ્રાણીઓ ! માયા ( કપટ)ની બુદ્ધ મુકી દેજો, મુક્તિપુરી ( મોક્ષમાં ) જવાની ઈચ્છા હોય તો નિર્માયી ( માયા રહિત ) થવું જોઇયે, અર્થાત્ કપટ મૂકી દેવું એજ મુક્તિપુરીનો શુદ્ધ ને સીધો માર્ગ છે. ૬

---

## લોભની સજઝાય.

તુમે લક્ષણ જોજો લોભનાંરે; લોભે મુનિજન પામે ક્ષોભનાંરે;
લોભે ડાહ્યા મન ડોળ્યા કરેરે, લોભે દુર્ધરપંથે સંચરેરે. તુમે. ૧

તજે લોભ તેહનાં લિઓ ભામણાંરે.
વળી પાયે નમીને કરૂં ખાંમણાંરે;
લોભે મર્યાદા ન રહે કેહનીરે.
તુમે સંગત મેલો તેહની રે. તુમે૦ ૨

લોભે ઘર મેલી રણમાં મરે રે,
લોભે ઉંચ તે નીચું આદરે રે;
લોભે પાપ ભણી પગલાં ભરે રે,
લોભે અકારજ કરતાં ન ઓસરે રે. તુમે૦ ૩

લોભે મનડું ન રહે નિમળું રે,
લોભે સગપણ નાશે વેગળું રે;

લોભે ન રહે પ્રીતિને પાવઠું રે;
લોભે ધન મેળે બહુ એકઠું રે. તુમે૦ ૪

લોભે પુત્ર પ્રત્યે પિતા હણે રે,
લોભે હત્યા નિત્ય નવિ ગણે રે;

તે તો દામ તણા લોભે કરીરે,
ઉપર મણિધર થાયે તે મરી રે. તુમે૦ ૫

જોતાં લોભનો થોભ દીસે નહિં રે,
એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહી રે;

લોભે ચક્રી સુભૂમ નામે જુવો રે,
તે તો સમુદ્ર માંહે ડુબી મુવોરે. તુમે૦ ૬

એમ જાણી લોભને છંડજો રે,
એક ધર્મશું મમતા મંડજો રે;

કવિ ઉદયરત્ન ભાખે મુદારે,
વંદું લોભ તજે તેહને સદા રે. તુમે૦ ૭

**ભાવાર્થ**—તમે લોભના લક્ષણ જો જો, લોભથી મુનિજન પણ ક્ષોભ પામે છે, લોભથી ડાહ્યા માણસનું મન ડોળાયા કરે છે, અને લોભથી દુર્ધર ( દુઃખે કરી ધરી શકાય ) પંથમાં (માર્ગમાં) સંચાર કરે છે. ૧

જે લોભ તજે તેના ભામણાં લઉ છું અને લોભથી મર્યાદા કોઇની રહેતી નથી, માટે તમે લોભની સંગત ( સોબત ) મૂકી દેજો. ૨

લોભથી ઘર મૂકીને રણસંગ્રામમાં મરે છે, ઉચ્ચ થઇને નીચું કાર્ય આદરે છે, પાપની પ્રવૃત્તિમાં પગલાં ભરે છે, અકાર્ય (નહિ કરવાનું કામ) કરતાં પાછો હઠતો નથી. ૩

લોભથી મન નિર્મળ રહેતું નથી, અને લોભથી સગપણ પણ વેગળું–છેટું નાશી જાય છે, લોભથી કોઇ સાથે પ્રીતિને બેસવાનું રહેતું નથી, અને લોભથી ધન બહુ એકઠું કરે છે. ૪

લોભથી પિતા પુત્રને હણી (મારી) નાખે છે, લોભથી હમેશાં હત્યા ગણુતો નથી, વળી પૈસા ઉપરના લોભ વડે કરીને મૂર્ચ્છા કરી મરીને મણિધર (સર્પ) થાય છે. ૫

તપાસ કરતાં લોભનો થોભ (છેડો) દેખાતો નથી, એવું સૂત્ર–સિદ્ધાંતમાં કહેલ છે, લોભથી આઠમો સુભૂમચક્રવર્ત્તિ (અતિ લોભ કરી) સમુદ્રમાં ડૂબી ગયોને સાતમી નરકે ગયો છે. ૬

એમ જાણી લોભને છંડી દેજો ને એક ધર્મ સાથે મમતા માંડજો, કવિ ઉદયરત્નજી મહારાજ હર્ષથી બોલે છે કે લોભ તજે તેને હું સદા વંદના કરૂં છું. ૭



॥ परमगुरु श्रीमद्विजयधर्मसूरीश्वरेभ्यो नमः ॥

# વાદિવેતાલ શ્રીશાન્તિસૂરિ વિરચિત
# શ્રી જીવવિચાર પ્રકરણ મૂળ.

॥ આર્યાવૃત્તમ્ ॥

**મંગળાચરણ-અભિધેય-સંબંધ-પ્રયોજન—**

ભુવણપઇવં વીરં, નમિઊણ ભણામિ અબુહબોહત્થં;
જીવસરૂવં કિંચિવિ, જહ ભણિયં પૂવ્વસૂરીહિં ॥ ૧ ॥

**જીવના ભેદો—**

જીવા મુત્તા સંસા-રિણો ય તસ થાવરાય સંસારી;
પુઢવિ જલ જલણ વાઊ, વણસ્સઇ થાવરા નેયા. ॥ ૨ ॥

**પૃથિવ્રકાયના ભેદો—**

ફલિહમણિરયણવિદ્દુમ-હિંગુલહરિયાલમણસિલરસિંદા;
કણગાઈ ધાઉ સેઢી, વન્નિય અરણેટ્ટય પલેવા. ॥ ૩ ॥
અબ્ભય તૂરી ઊસં, મટ્ટી પાહાણજાઇઓ ણેગા;
સોવીરંજણ લુણાઇ, પુઢવિભેયાઈ ઇચ્ચાઇ. ॥ ૪ ॥

**અપ્કાયના ભેદો—**

ભોમંતરિક્ખમુદગં ઓસા હિમ કરગ હરિતણૂ મહિયા;
હુંતિ ઘણોદહિમાઇ, ભેઆ ણેગા ય આઉસ્સ. ॥ ૫ ॥

**તેઉકાયના ભેદો—**

ઇંગાલ જાલ મુમ્મુર, ઉક્કાસણિ કણગ વિજ્જુમાઇયા;
અગણિજિયાણં ભેયા, નાયવ્વા નિઉણબુદ્ધીએ. ॥ ૬ ॥

**વાઉકાયના ભેદો—**

ઉબ્ભામગઉક્કલિયા, મંડલીમ (મુ)હ સુદ્ધ ગુંજવાયા ય;
ઘણતણુવાયાઇઆ, ભેયા ખલુ વાઉકાયસ્સ. ॥ ૭ ॥

**વનસ્પતિકાયના ભેદો—**

સાહારણપત્તેયા, વણસ્સઇજીવા દુહા સુએ ભણિયા;
જેસિમણંતાણં તણૂ, એગા સાહારણા તેઉ. ॥ ૮ ॥

**સાધારણ વનસ્પતિકાય—**

કંદા અંકુર કિસલય, પણગા સેવાલ ભૂમિફોડા ય;
અલ્લયતિય ગજ્જર મો–ત્થ વત્થુલા થેગ પલ્લંકા. ॥ ૯ ॥
કોમલ ફલં ચ સવ્વં, ગૂઢસિરાઇં સિણાઇ પત્તાઇં;
થોહરિ કુંઆરિ ગુગ્ગુલિ, ગલો ય પમુહાઇ છિન્નરૂહા ॥ ૧૦ ॥
ઇચ્ચાઇણો અણેગે, હવંતિ ભેયા અણંતકાયાણં;
તેસિં પરિજાણણત્થં, લક્ખણમેયં સુએ ભણિયં. ॥ ૧૧ ॥

**સાધારણ વનસ્પતિકાયનું લક્ષણ—**

ગૂઢ સિરસંધિપવ્વં, સમભંગમહીરૂ (ર) ગં ચ છિન્નરૂહં;
સાહારણં સરીરં, તવ્વિવરિયં ચ પત્તેયં. ॥ ૧૨ ॥

**પ્રત્યેક વનસ્પતિકાયનું લક્ષણ—**

એગ સરીરે એગો, જીવો જેસિં તુ તે ય પત્તેયા;
ફલ ફૂલ છલ્લિ કટ્ઠા, મૂલગ પત્તાણિ બીયાણિ. ॥ ૧૩ ॥

**સૂક્ષ્મ પાંચસ્થાવર—**

પત્તેયતરૂં મુત્તું, પંચવિપુઢવાઈણો સયલલોએ;
સુહુમાહવંતિ નિયમા, અંતમુહુત્તાઉ અદ્દિસ્સા ॥ ૧૪ ॥

**બેઇંદ્રિયના ભેદો—**

સંખ કવડ્ડુય ગંડુલ, જલોય ચંદણુગ અલસ લહગાઇ;
મેહુરિ કિમિ પૂઅરગા, બેઇંદિય માઇવાહાઇ ॥ ૧૫ ॥

**તેઇંદ્રિયના ભેદો—**

ગોમી મંકણુ જૂઆ, પિપીલિ ઉદ્દેહિયા ય મક્કોડા,
ઇલ્લિય ઘયમિલ્લીઓ, સાવય ગોકીડ જાઇઓ. ॥ ૧૬ ॥
ગદ્દહય ચોરકીડા, ગોમયકીડા ય ધન્નકીડા ય,
કુંથુ ગુવાલિય ઇલિયા, તેઇંદિય ઇંદગોવાઇ. ॥ ૧૭ ॥

**ચૌરિંદ્રિયના ભેદો—**

ચઉરિંદિયાય વિચ્છુ, ઢિંકુણુ ભમરાય ભમરિયા તિડ્ડા;
મચ્છિય ડંસા મસગા, કંસારી કવિલડોલાઈ ॥ ૧૮ ॥

**પંચેંદ્રિયના ભેદો—**

પંચિંદિયા ય ચઉહા, નારય[૧] તિરિયા[૨] મણુસ્સ[૩] દેવા[૪] ય;
નેરઇયા સત્તવિહા, નાયવ્વા પુઢવિ ભેએણું ॥ ૧૯ ॥

**તિર્યંચ પંચેંદ્રિયના ભેદો—**

જલયર[૧] થલયર[૨] ખયરા[૩], તિવિહા પંચિંદિયા તિરિક્ખા ય;
સુસુમાર[૧] મચ્છ[૨] કચ્છવ[૩], ગાહા[૪] મગરા[૫] ય જલચારી ॥ ૨ ॥

ચઉપય[1] ઉરપરિસપ્પા,[2] ભુયપરિસપ્પા[3] ય થલચરા તિવિહા;
ગો સપ્પ નઉલપમુહા, બોધવ્વા તે સમાસેણં ॥ ૨૧ ॥

ખયરા રોમયપક્ખી,[1] ચમ્મયપક્ખી[2] ય પાયડા ચેવ;
નરલોગાઓ બાહિં, સમુગ્ગપક્ખી વિયયપક્ખી ॥ ૨૨ ॥
સવ્વે જલ-થલ-ખયરા, સમુચ્છિમા ગબ્ભયા દુહા હુંતિ;

**ગાથાર્દ્ધેન મનુષ્યના ભેદો—**

કમ્મા[15]-કમ્મગભૂમિ[30] અંતરદ્દીવા[56] મણુસ્સાય ॥ ૨૩ ॥

**દેવતાના ભેદો—**

દસહા ભવણાહિવઇ, અટ્ઠવિહા વાણમંતરા હુંતિ;
જોઇસિયા પંચવિહા, દુવિહા વેમાણિયા દેવા ॥ ૨૪ ॥

**સિદ્ધના ભેદો—**

સિદ્ધા પનરસ ભેયા, તિત્થઅતિત્થાઇ સિદ્ધ ભેએણં;
એ એ સંખેવેણં, જીવવિગપ્પા સમક્ખાયા ॥ ૨૫ ॥

**જીવોને વિષે પાંચદ્વાર—**

એએસિં જીવાણં, શરીરમાઉ ઠિઇસકાયંમિ;
પાણા જોણિપમાણં, જેસિં જં અત્થિ તં ભણિમો ॥ ૨૬ ॥

**એકેન્દ્રિયનું જઘન્યોત્કૃષ્ટ શરીર પ્રમાણ—**

અંગુલ અસંખ ભાગો, શરીર-મેગિંદિયાણ સવ્વેસિં;
જોયણ સહસ્સમહિયં, નવરં પત્તેયરૂક્ખાણં ॥ ૨૭ ॥

**વિગલેંદ્રિયનું શરીર પ્રમાણ—**

બારસજોયણ તિન્નેવ, ગાઉઆ જોયણં ચ અણુક્કમસો;
બેઇંદિય તેઇંદિય-ચઉરિંદિય દેહમુચ્ચત્તં ॥ ૨૮ ॥

**નારકીનું શરીર પ્રમાણ—**

ધણુસયપંચપમાણા, નેરઇયા સત્તમાઈ પુઢવીએ;
તત્તો અદ્ધદ્ધૂણા, નેયા રયણપ્પહા જાવ ॥ ૨૯ ॥

**તિર્યંચ પંચેન્દ્રિયનું શરીર પ્રમાણ—**

જોયણસહસ્સમાણા, મચ્છા ઉરગાય ગબ્ભયા હુંતિ;
ધણુહપુહુત્તં પક્ખીસુ, ભુયચારી ગાઉઅપુહુત્તં ॥ ૩૦ ॥
ખયરા ધણુહપુહુત્તં, ભુઅગા ઉરગાય જોયણપુહુત્તં;
ગાઉઅપુહુત્તમિત્તા, સમુચ્છિમા ચઉપ્પયા ભણિયા ॥ ૩૧ ॥
છચ્ચેવ ગાઉઆઇં, ચઉપ્પયા ગબ્ભયા મુણેયવ્વા;

**ગાથાર્દ્ધેન મનુષ્યનું શરીર પ્રમાણ—**

કોસતિગં ચ મણુસ્સા, ઉક્કોસ સરીરમાણેણું ॥ ૩૨ ॥

**દેવતાનું શરીર પ્રમાણ—**

ઈસાણંત સુરાણં, રયણીઓ સત્ત હુંતિ ઉચ્ચત્તં;
દુગ દુગ દુગ ચઉગેવિ-જ્જણુત્તરેક્કિક્ક પરિહાણી ॥ ૩૩ ॥

**એકેન્દ્રિયનું આયુષ્ય—**

બાવીસા પુઢવીએ, સત્ત ય આઉસ્સ તિન્નિ વાઉસ્સ;
વાસસહસ્સા દસ તરૂ-ગણાણ તેઊ તિરત્તાઊ ॥ ૩૪ ॥

**વિગલેંદ્રિયનું આયુષ્ય—**

વાસાણિ બારસાઊ, બેઇંદિયાણં તિઇંદિયાણંતુ;
અઉણાપન્ન દિણાઇં, ચઉરિંદીણંતુ છમ્માસા ॥ ૩૫ ॥

**દેવતા-નારકીનું આયુષ્ય ગાથાર્દ્ધેન—**

સુરનેરઈયાણ ઠિઈ, ઉક્કોસા સાગરાણિ તિત્તીસં;

**ચતુષ્પદતિર્યંચને મનુષ્યનું આયુષ્ય ગાથાર્દ્ધેન—**

ચઉપયતિરિયમણુસ્સા, તિન્નિય પલિઓવમા હુંતિ ॥ ૩૬ ॥

**તિર્યંચપંચેંદ્રિયનું આયુષ્ય—**

જલયર ઉર ભુઅગાણું, પરમાઉ હોઈ પુવ્વકોડીઓ;

પક્ખીણું પુણ ભણિઓ, અસંખભાગો અ પલિયસ્સ ॥ ૩૭ ॥

**સૂક્ષ્મ સાધારણવનસ્પતિકાયને સમૂર્ચ્છિમમનુષ્યનું આયુષ્ય—**

સવ્વે સુહુમા સાહા-રણાય સમ્મુચ્છિમા મણુસ્સા ય;

ઉક્કોસ જહન્નેણું, અંતમુહુત્તં ચિય જિયંતિ ॥ ૩૮ ॥

**શરીરને આયુષ્યદ્વારની સમાપ્તિ—**

ઓગાહણાઉમાણું, એવં સંખેવઓ સમક્ખાયં;

જે પુણ ઇત્થ વિસેસા, વિસેસસુત્તાઉ તે નેયા ॥ ૩૯ ॥

**એકેંદ્રિયની સ્વકાયસ્થિતિ—**

એગિંદિયાય સવ્વે, અસંખઉસ્સપ્પિણી સકાયમ્મિ;

ઉવવજ્જંતિ ચયંતિ ય, અણંતકાયા અણંતાઓ ॥ ૪૦ ॥

**વિગલેંદ્રિ, તિર્યંચ પંચેંદ્રિ, મનુષ્ય, દેવતાને નારકીની સ્વકાયાસ્થતિ—**

સંખિજ્જ સમા વિગલા, સત્તટ્ઠ ભવા પણિંદિતિરિમણુઆ;

ઉવવજ્જંતિ સકાએ, નારય દેવા ય નો ચેવ ॥ ૪૧ ॥

**એકેંદ્રિય તથા વિગલેંદ્રિયને પ્રાણ—**

દસહા જિઆણ પાણા, ઈંદિય[5] ઉસાસ[1] આઉ[1] બલરૂવા[3]
એગિંદિએસુ ચઉરો, વિગલેસુ છ સત્ત અટ્ઠેવ ॥ ૪૨ ॥

**અસંજ્ઞિ-સંજ્ઞિપચેંન્દ્રિયને પ્રાણ—**

અસન્નિસન્ની પંચિં-દિએસુ, નવ દસ કમેણ બોધવ્વા;
તેહિંસહ વિપ્પઓગો, જીવાણું ભન્નએ મરણું ॥ ૪૩ ॥

**સંસારનું સ્વરૂપ—**

એવં અણોરપારે, સંસારે સાયરમ્મિ ભીમમ્મિ;
પત્તો અણંતખુત્તો, જીવેહિં અપત્તધમ્મેહિં ॥ ૪૪ ॥

**ચોરાસી લાખ યોની—**

**પૃથ્વી-અપ્-તેઉ-વાઉનું યોનિ પ્રમાણ ગાથાર્દ્ધેન-**

પુઢવાઇણ ચઉણ્હં, પત્તેયં સત્તસત્તેવ ॥ ૪૫ ॥

**પ્રત્યેક-સાધારણ વનસ્પતિનું યોની પ્રમાણ ગાથાર્દ્ધેન**

દસપત્તેયતરૂણં, ચઉદસલક્ખા હવંતિ ઈયરેસુ;

**વિગલેંદ્રિ, તિર્યંચપંચેંદ્રિયનું યોનિ પ્રમાણ ગાથા-ર્દ્ધેન—**

વિગલિંદિએસુ દો દો, ચઉરો પચિંદિ તિરિયાણં ॥ ૪૬ ॥

**નારકી, દેવતાને મનુષ્યનું યોનિ પ્રમાણ—**

ચઉરો ચઉરો નારય, સુરેસુ મણુઆણ ચઉદસ હવંતિ;
સંપિંડિઆય ય સવ્વે; ચુલસી લક્ખાઉ જોણીણં ॥ ૪૭ ॥

**સિદ્ધના જીવોનું સ્વરૂપ—**

સિદ્ધાણ નત્થિ દેહો, ન આઉકમ્મં ન પાણ જોણીઓ;
સાઈઅણંતા તેસિં, ઠિઈ જિણંદાગમે ભણિયા. ॥ ૪૮ ॥

**જિનેશ્વરના વચનને પ્રાપ્ત નહિં થયેલાનું સ્વરૂપ—**

કાલે અણાઇનિહણે, જોણિ ગહણમ્મિ ભીસણે ઇત્થ;
ભમિયા ભમિહિંતિ ચિરં, જીવા જિણવયણમલહંતા ॥ ૪૯ ॥

**મનુષ્યજન્મની દુર્લભતા—**

તા સંપઇ સંપત્તે, મણુઅત્તે દુલ્લહે વિ સમ્મત્તે;
સિરિસંતિસૂરી સિટ્ઠે, કરેહ ભો ! ઉજ્જમં ધમ્મે ॥ ૫૦ ॥

**ગ્રન્થ સમાપ્તિ—**

એસો જીવવિયારો, સંખેવરૂઇણ જાણણાહેઊ;
સંખિત્તો ઉદ્ધરિઓ, રૂદ્દાઓ સુયસમુદ્દાઓ. ॥ ૫૧ ॥

# શ્રી જીવવિચારનો સાર.

જીવ—પ્રાણ ( દશ પ્રકારે ) ધારણ કરે, તે બે પ્રકારે-

૧ મુક્તિ—આઠ પ્રકારના દુષ્ટ કર્મના વિપાકને દેહથી વિ-
મુક્ત કરી આત્માને અક્ષય-અવ્યાબાધ એવું જે
નિરૂપમ સુખ તે મોક્ષ.

૨ સંસારી—સંસાર તેને વિષે જે ભ્રમણ કરવું, ચોરાશી
લક્ષ જીવ યોનિમાં વારંવાર જન્મ ધારણ કરવા તે

## મુક્તિના ભેદ ૧૫.

૧ જિનસિદ્ધ—તીર્થંકર નામ કર્મ બાંધીને તીર્થંકરપણું ભો-
ગવી ભવિજીવોને ઉપદેશ આપી મોક્ષને વિષે
ગયા તે.

૨ અજિનસિદ્ધ—તીર્થંકર નામ કર્મ બાંધ્યા સિવાય કેવળજ્ઞાન
પ્રાપ્ત કરી મોક્ષને વિષે ગયા તે પુંડરિક સ્વામિ આદિ.

૩ તીર્થસિદ્ધ—તીર્થંકર ભગવાને ચતુર્વિધ સંઘ ( સાધુ-
સાધ્વી-શ્રાવકને શ્રાવિકારૂપ )ની સ્થાપના કર્યા
પછી જે મોક્ષે ગયા તે ગણધરો વિગેરે.

૪ અતીર્થસિદ્ધ—તીર્થંકર ભગવંતે ચતુર્વિધ સંઘરૂપ તીર્થની
સ્થાપના કર્યા પહેલાં મોક્ષે ગયા તે મારૂદેવી
માતા પ્રમુખ.

૫ ગૃહસ્થલિંગસિદ્ધ—ગૃહસ્થપણામાં જે મોક્ષ ગયા તે ભરતચક્રવર્ત્તિ.

૬ અન્યલિંગસિદ્ધ—સાધુપણાથી રહિત તાપસના ત્રિદંડીના વેષમાં મોક્ષે ગયા તે. વલ્કલચિરી.

૭ સ્વલિંગસિદ્ધ—સાધુપણામાં જે મોક્ષે ગયા તે.

૮ સ્રીલિંગસિદ્ધ—સ્રીપણામાં જે મોક્ષે ગયા તે ચંદનબાળા પ્રમુખ.

૯ પુલ્લિંગસિદ્ધ—પુરૂષવેદમાં જે મોક્ષે ગયા તે ગૌતમસ્વામિ વિગેરે.

૧૦ નપુંસકલિંગસિદ્ધ—નપુંસક (કૃત્રિમ નપુંસકપણામાં) જે સિદ્ધ થયા તે ગાંગેય પ્રમુખ.

૧૧ પ્રત્યેકબુદ્ધ—કોઇ પણ પદાર્થ દેખી પ્રતિબોધ પામી ચારિત્ર લઈને મોક્ષે જાય તે, કરકંડુ આદિ.

૧૨ સ્વયંબુદ્ધસિદ્ધ—પોતાની મેળે બોધ પામી મોક્ષે ગયા તે, કપીલાદિ.

૧૩ બુધ બોધિત સિદ્ધ—સદ્ગુરૂનો ઉપદેશ–બોધ સાંભળી વૈરાગ્યવંત થઇ મોક્ષે ગયા તે.

૧૪ એકસિદ્ધ—એક સમયમાં એકજસિદ્ધ થયા તે મહાવીરસ્વામિ પ્રમુખ.

૧૫ અનેકસિદ્ધ—એક સમયમાં અનેક સિદ્ધ થયા તે ઋષભદેવ પ્રમુખ.

## [1]સંસારીના બે ભેદ.

૧ ત્રસ--શીત-ઠંડ અને તાપથી જે ત્રાસ પામે તે. (ભય દેખી ત્રાસ પામે)

૨ સ્થાવર—ઠંડ તાપાદિથી પીડા પામવા છતાં તેનુ નિવારણુ કરવા અસમર્થ હોય તેથી એક સ્થાનકેથી બીજે સ્થાનકે ન જઇ શકે તે સ્થિર-સ્થાવર

### સ્થાવરના પાંચ ભેદ.

પૃથ્વિકાય—પૃથ્વિના જીવોનું શરીર-સ્ફટિક, પરવાળા હિંગળો આદિ.

અપકાય—પાણીના જીવોનું શરીર-કુવા, તળાવ, વરસાદ વિગેરેનું પાણી.

તેઉકાય×—અગ્નિના જીવોનું શરીર-વજ, ઉલ્કાપાત, વિજળી આદિ.

વાઉકાય×—વાયરા-પવનના જીવોનું શરીર-વંટોળીઓ, ગુંજારવ કરતો વાયુ વિગેરે.

---

૧ જીવાભિગમસૂત્રમાં જીવના ભેદ-બે પ્રકારે, દશ પ્રકારે, ચૌદ પ્રકારે, ચોવીશને બત્રીશ પ્રકારે પણ કહ્યા છે. લેખક

× તેઉકાય ને વાઉકાય જાતિથી એકેન્દ્રિય સ્થાવર છે. પરંતુ ગતિવડે કરી ત્રસ કહેલા છે. કેમકે અગ્નિની જ્વાળા ઉર્ધ્વ-ઉંચી, અધો-નીચી અને તિર્યગ્-તિરછી વાંકી ચુકી ચાલે છે. તેમજ વાઉકાય વૈક્રિયલબ્ધિ વડે કરીને ધ્વજા આકારે પોતાનું શરીર વિકુર્વી પવન ફેલાવે છે તેથી ગતિએ ત્રસ કહ્યા છે. પરંતુ શીતોષ્ણાદિ વડે કરીને તે એક સ્થાનકેથી બીજા સ્થાનકે જઇ શકતા નથી તેથી જાતિએ એકેન્દ્રિય-સ્થાવર છે [તેઓને સ્થાવર નામ કર્મનો ઉદય હોવાથી] લેખક.

**વનસ્પતિકાય**—વનસ્પતિના જીવોનું શરીર–તે બે ભેદ,

**સાધારણ**—એક શરીરમાં અનંતા જીવો હોય તે કંદમૂળાદિ.

**પ્રત્યેક**—એક શરીરમાં એક જીવ હોય તે ફળ ફૂલાદિ.

**ત્રસના ચાર ભેદ.**

**બેઇંદ્રિય**—જેને સ્પર્શનેન્દ્રિય–ચામડી, રસનેન્દ્રિય–જીભ એ બેઇંદ્રિય હોય તે, શંખ, કોડા, જળો, લાળીઆ આદિ.

**તેઇંદ્રિય**—સ્પર્શનેન્દ્રિય–ચામડી, રસનેન્દ્રિય–જીભ, ઘ્રાણેન્દ્રિય નાક એ ત્રણ ઇંદ્રિય હોય તે, ગદ્ધૈયા, વિષ્ટાના કીડા, માંકડ, કીડી, મંકોડા વિગેરે.

**ચૌરિન્દ્રિય**—સ્પર્શનેન્દ્રિય–ચામડી, રસનેન્દ્રિય–જીભ, ઘ્રાણેન્દ્રિય–નાક, ચક્ષુરિંદ્રિય–આંખ એ ચાર ઇન્દ્રિય હોય તે, વીંછી, ભમરા તીડ, માખી વિગેરે.

**પંચેન્દ્રિય***—સ્પર્શનેન્દ્રિય,–ચામડી, રસનેન્દ્રિય–જીભ, ઘ્રાણેન્દ્રિય–નાક, ચક્ષુરિન્દ્રિય–આંખ, શ્રોત્રેન્દ્રિય–

---

* પંચેન્દ્રિયમાં=અંડજ=ઇંડામાં ઉત્પન્ન થાય તે પક્ષીઓ, પોતજ=ગર્ભમાંથી ઉત્પન્ન થઇ જન્મતી વખતે પડદો હોય તે પશુઓ, ગર્ભજ–માતાપિતાના સંયોગે ગર્ભમાં ઉત્પન્ન થાય તે મનુષ્યો, ઔપપાતિક–માતાપિતા વિના કુંભીમાં તથા ફુલની શય્યામાં ઉત્પન્ન થાય તે નારકીને દેવતા, એમ ચાર પ્રકાર છે.

કાન એ પાંચ ઇંદ્રિય હોય તે, તેના ચાર ભેદ છે. ૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય, ૪ દેવતા,

૧ નારકી સાત ભેદે છે, તે કહે છે–

૧ ઘમા–રત્નપ્રભા, ૨ વંશા–શર્કરાપ્રભા, ૩ સેલા –વાલુકાપ્રભા, ૪ અંજણા–પંકપ્રભા; ૫ રિટ્ઠા–ધૂમપ્રભા, ૬ મઘા–તમઃ પ્રભા, ૭ માઘવતી–તમસ્તમઃ પ્રભા.

૨ દેવતા નવાણું પ્રકારે છે તે કહે છે–

ભુવનપતિના દશ ભેદ–૧ અસુરકુમાર, ૨ નાગ કુમાર, ૩ સુવર્ણકુમાર, ૪ વિદ્યુત્કુમાર, ૫ અગ્નિકુમાર, ૬ દ્વીપકુમાર, ૭ ઉદધિકુમાર, ૮ દિશિકુમાર, ૯ વાયુકુમાર, ૧૦ સ્તનિતકુમાર.

વ્યન્તરના આઠ ભેદ––૧ પિશાચ, ૨ ભૂત, ૩ યક્ષ, ૩ રાક્ષસ. ૫ કિન્નર, ૬ કિંપુરૂષ, ૭ મહોરગ, ૮ ગંધર્વ.

વાણવ્યંતરના આઠ ભેદ––૧ અણુપન્ની, ૨ પણુપન્ની, ૩ ઇસીવાદી, ૪ ભૂતવાદી, ૫ કંદિત, ૬ મહાકંદિત. ૭ કોહંડ, ૮ પતંગ.

જ્યોતિષીના દશ ભેદ—પાંચ ચર–ચાલનારાને, પાંચસ્થિર-૧ ચંદ્ર, ૨ સૂર્ય, ૩ ગ્રહ, ૪ નક્ષત્ર, ૫ તારા.

વૈમાનિકના બે ભેદ–કલ્પોપન્ન–બાર દેવલોક જે તીર્થંકરોના જન્માદિ કલ્યાણુક આદિમાં જનારા તે આચારવાળા, કલ્પતીત–અહમિન્દ્ર–તીર્થંકરોના કલ્યાણુકને વિષે નહિં જનારા, પરન્તુ પોતાના સ્થાનકે રહ્યા છતાં વંદન કરનારા તે, પાંચ અનુત્તરવિમાનવાસીને નવગ્રૈવેયક.

બાર દેવલોક—સૌધર્મ, ઇશાન, સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મ, લાંતક, શુક્ર, સહસ્રાર, આનત, પ્રાણુત, આરણ્ય, અચ્યુત.

પાંચ અનુત્તર વિમાન—વિજય, વિજયંત, જયંત, અપરાજિત ને સર્વાર્થસિદ્ધ.

નવગ્રૈવેયક—સુદર્શન, સુપ્રતિષ્ઠ, મનોરમ, સર્વતોભદ્ર, વિશાલ, સૌમ્ય, સૌમનસ, પ્રીતિકર, આદિત્ય.

પરમાધામીના પંદર ભેદ—અંબ, અંબરિષ, શ્યામ, સબલ, રૂદ્ર, ઉપરૂદ્ર, કાલ, મહાકાલ, અસિપત્ર, ધનુષ્ય, કુંભી, કાલુ, વૈતરણી, ખરસ્વર, મહાઘોસ.

તિર્યગ્ જૃંભકના દશ ભેદ—અન્નજૃંભગા, પાનજૃંભગા, વસ્ત્રજૃંભગા, લેણુ* જૃંભગા, પુષ્પજૃંભગા, ફળજૃંભગા, પુષ્પફળજૃંભગા, સયણુ-જૃંભગા, વિદ્યાજૃંભગા, અવિયત્તજૃંભગા.

લોકાંતિકના નવભેદ—સારસ્વત, આદિત્ય, વન્હિ, અરૂણુ, ગર્દતોય, તુષિત, અવ્યાબાધ, આગ્નેય, અરિષ્ટ,

કિલ્બિષિયાના ત્રણ ભેદ—૧ સાૈધર્મને ઈશાન એ બે દેવલોકની હેઠળ રહે છે, ૨ સનત્કુમા-રને માહેન્દ્રની હેઠળ રહે છે, ૩ બ્રહ્મને લાંતકની હેઠળ રહે છે.

એ પ્રમાણે મૂળ દેવતાના ભેદ નવાણું છે.

## તિર્યંચના ભેદ કહે છે.

૧ જલચર—પાણીને વિષે ચાલનારા-રહેનારા તે ( जले चरन्तीति जलचरा: )

૨ સ્થળચર—ભૂમિ ઉપર ચાલનારા તે, ( स्थले उपरि चरन्तीति स्थलचरा: )

૩ ખેચર—આકાશને વિષે ચાલનારા તે, ( खे-आकाशे चरन्तीति खेचरा: )

જલચરના પાંચ ભેદ—મોટામત્સ્ય, નાનામત્સ્ય, કાચબા, ગ્રુડ ( પાણીમાં ઝીણા તંત્વાકારે થાય છે તે ) મગર.

*લેણુ-ઘર.

સ્થળચરના ત્રણ ભેદ—૧ ચતુષ્પદ-ચાર પગવાળા, ઉર-પરિસર્પ-પેટથી ચાલનારા સર્પ વિગેરે, ભુજપરિસર્પ-હાથથી ચાલનારા નોળીઆ-ખીસ્કોલી વિગેરે.

ખેચરના બે ભેદ—૧ રોમજપક્ષી-રૂંવાડાની પાંખવાળા કાગડા વિગેરે. ૧ ચર્મજ પક્ષી-ચામડાની પાંખવાળા ચામાચીડીઆ વિગેરે.

## મનુષ્યના ભેદ કહે છે.

કર્મભૂમિ—જ્યાં અસિ-શસ્ત્ર, મસિ-શાહીકલમાદિ કૃષિ-ખેતી એ ત્રણ પ્રકારના કર્મબંધનના સાધનો વિદ્યમાન છે તે જંબૂદ્રીપમાં એક ભરત, ધાતકીખંડે બે ભરત, અને મહાવિદેહક્ષેત્રે બે ભરત મળી પાંચ ભરત, તે મુજબ પાંચ ઐરવત ને પાંચ મહાવિદેહ મળી પંદર ક્ષેત્ર તે કર્મભૂમિ.

અકર્મભૂમિ—જ્યાં અસિ, મસિ, કૃષિઆદિ કર્મબંધના હેતુઓ નથી, તે હૈમવંત, હરિવર્ષ, દેવકુરૂ, ઉત્તરકુરૂ, રમ્યક્ ને ઐરણ્યવંત એ છ ક્ષેત્રને પાંચ મેરૂપર્વતે ગુણતાં ત્રીશ ક્ષેત્ર અકર્મભૂમિના થાય, તેમાં યુગલિયા મનુષ્યને તિર્યંચો રહે છે. તેને દશ પ્રકારના કલ્પવૃક્ષો ખોરાક, પાણી, વસ્ત્ર, આભરણો વિગેરે ઇચ્છિત આપે છે, તેઓ અલ્પકષાયીને સરળ સ્વભાવી હોય છે.

અંતરદ્વીપ—હિમવંત પર્વતની બંને બાજુમાં શિખરીને હેમવંત પર્વતમાંથી પૂર્વ-પશ્ચિમ ચારે વિદિશામાં હસ્તિ દંતાકારે બે બે દાઢાઓ નીકળી છે, તેની દરેક દાઢા ઉપર સાત સાત અંતરદ્વીપ છે, તે મળી છપ્પન્ન અંતરદ્વીપ થયા, હવે તે દાઢાઓ ઉપર કેવી રીતે અંતરદ્વીપ છે, તેની વ્યાખ્યા—બંને તરફના અંતરદ્વીપના સાત સાત ચતુષ્ક છે, તેમાં પહેલું ચતુષ્ક અંતરદ્વીપ ઈશાન ખુણાથી દક્ષિણાવર્ત્ત તરફ ગણતાં ૧ રૂચક, ૨ આભાસિક, ૩ વૈષાણિક, ૪ લાંગુલિક, બીજા ચતુષ્કમાં અંતરદ્વીપ–૧ હયકર્ણ, ૨ ગજકર્ણ, ૩ ગોકર્ણ, ૪ શત્કુલીકર્ણ, ત્રીજા ચતુષ્કમાં અંતરદ્વીપ ૧ આદર્શમુખ, ૨ મેંઢમુખ, ૩ અયોમુખ, ૪ ગોમુખ. ચોથા ચતુષ્કમાં અંતરદ્વીપ–૧ હયમુખ, ૨ ગજમુખ, ૩ હરિમુખ, ૪ વ્યાઘ્રમુખ, પાંચમાં ચતુષ્કને વિષે અંતરદ્વીપ–૧ અશ્વકર્ણ, ૨ સિંહકર્ણ, ૬ અકર્ણ, ૪ કર્ણપ્રાવરણ છે, છઠ્ઠા ચતુષ્કને વિષે અંતરદ્વીપ–૧ ઉલ્કામુખ, ૨ મેઘમુખ, ૩ વિદ્યુન્મુખ, ૪ વિદ્યુદંત છે, સાતમા ચતુષ્કને વિષે અંતરદ્વીપ–૧ ઘનદંત, ૨ લષ્ઠદંત, ૩ ગુઢદંતને ૮ સિદ્ધદંત

એ પ્રમાણે સાત ચતુષ્કના મળી અઠ્ઠાવીશ શિખરી પર્વતની દાઢાના અને અઠ્ઠાવીશ તેજ નામે હિમવંત પર્વતની દાઢાના મળી છપન્ન અંતરદ્વીપ જાણવા, તેને વિષે યુગલિયા મનુષ્ય રહે છે, તેના શરીરની ઉંચાઇ આઠશેં ધનુષ્યની, આયુષ્ય પલ્યોપમના અસંખ્યાતમા ભાગનું, આહાર એકાંતરે કરે, અને ઓગણાએશી દિવસ સુધી બાળકનું પાલન કરે. તેના શરીરમાં ચોસઠ પાંસળીઓ છે. મરણ પછી દેવલોકમાં જ જવાવાળા હોય છે.

ઉપર મુજબ પંદર કર્મભૂમિ, ત્રીશ અકર્મભૂમિ અને છપન્ન અંતરદ્વીપ મલી એકસોએક ભેદ ( ૧૦૧ ) મનુષ્યના અઢીદ્વીપ આશ્રયી થયા.

હવે સર્વે મળી ૫૬૩ ભેદની સંખ્યા કહે છે.

૨૨ એકેંદ્રીયના બાવીશ ભેદ—પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, સાધારણ વનસ્પતિકાય એ પાંચ સૂક્ષ્મ ને પાંચ બાદર, પ્રત્યેક વનસ્પતિકાય બાદર મળી અગીઆર તે પર્યાપ્તા ને અપર્યાપ્તા મળી બાવીશ.

૬ વિગલેન્દ્રિયના ત્રણ ભેદ—બેઇંદ્રિય, તેઇંદ્રિય ને ચૌરિન્દ્રિય એ ત્રણ પર્યાપ્તાને ત્રણ અપર્યાપ્તા મળી છ ભેદ.

૨૦ તિર્યંચ પંચેન્દ્રિયના વીશ ભેદ—જળચર ૫, સ્થળચર ૩, ખેચર ૨, એ દશ પર્યાપ્તાને દશ અપયાપ્તા મળી વીશ.

૧ જલચર. ૧ સ્થલચર. ૧ ખેચર. ૧ ઉરપરી. ૧ ભુજપરી. ૫ ગર્ભજ. ૫ સમુર્ચ્છિમ. ૧૦ પર્યાપ્તા. ૧૦ અપયાપ્તા.

ઉપરોક્ત એકંદરે અડતાલીશભેદ તિર્યંચ પંચેન્દ્રિયમાં ગણવામાં આવે છે. કેમકે બહુધા પ્રકારે તિર્યંચ જીવો તિર્છાલોકમાં છે ( તે તિર્યગ્દિશા–મનુષ્યલોકમાં છે ) તેથી તેને તિર્યંચ કહે છે.

૧૪ નારકીના સાતભેદ પયાપ્તાને અપર્યાપ્તા મળી ચૌદ ભેદ.

૧૯૮ દેવતાના પ્રથમ ગણાવેલા તે નવાણુંભેદ પર્યાપ્તા ને અર્યાપ્તા મળી એકસો અઠ્ઠાણું ભેદ.

૩૦૩ મનુષ્યના ત્રણુસેંત્રણુ ભેદ—પંદર કર્મભૂમિ, ત્રીશ અકર્મભૂમિ, છપન્ન અંતરદ્વીપ મળી એકસો એક, તે ગર્ભજ પર્યાપ્તાને અપર્યાપ્તા મળી. ૨૦૨ ને એકસો એક સમૂર્ચ્છિમ પૂર્વોક્ત બસો બેની સાથે મેળવતાં ત્રણુસોત્રણુ ભેદ થયા.

એવી રીતે સર્વ મળી સંસારીજીવના પાંચસેંત્રેસઠભેદ થયા

હવે પાંચસેંત્રેસઠ ભેદે શરીર, આયુષ્ય, સ્વકાયસ્થિતિ, પ્રાણુ અને યોનિ એ પાંચ દ્વાર કહે છે—

૧ *પૃથ્વિકાય–શરીરની ઉંચાઇ અંગુલના અસંખ્યાતમા ભાગની, આયુષ્ય ઉત્કૃષ્ટ બાવીશ હજાર વર્ષનું, જઘન્યાયુ અંતર્મૂહુર્ત્ત, સ્વકાય સ્થિતિ–પોતાની કાયમાં અસંખ્યાત ઉત્સર્પિણી–અવસર્પિણી સુધી ઉત્પન્ન થાય ને નાશ પામે, પ્રાણુ ચાર સ્પર્શેન્દ્રિય, શ્વાસોશ્વાસ, આયુષ્યને કાયબળ, યોનિ પ્રમાણુ સાત લાખ.

૨ અપ્કાય–શરીર અંગુલના અસંખ્યાતમા ભાગનું, આયુષ્ય ઉત્કૃષ્ટ સાત હજાર વર્ષનું જઘન્ય અન્તર્મૂહુર્ત્ત, સ્વકાયસ્થિતિ–અસંખ્યાત ઉત્સાપણી અવસ-

---

* પૃથ્વિકાયના આયુષ્ય સંબંધમાં સુત્રકારે ક્રમ દર્શાવ્યો છે, તે

**सण्हा य सुद्ध वालुय, मणोसिला सक्करा य खर पुढवी।**
**इग बार चउद सोलसट्ठार बावीस समसहस्सा ॥ १ ॥**

બૃહત સંઘયણમાં

અર્થ–**सणा–श्लक्ष्णा** મારવાડ દેશની સુંવાળી પૃથ્વીનું એક હજાર વર્ષ, **सुद्ध** શુદ્ધ પૃથ્વી તે ગોરોચંદન અથવા કુમાર માટી તેનું બાર હજાર વર્ષ,**वालुय–वालुका** નદી પ્રમુખની વેળુનું ચૌદહજાર વર્ષ,**मणोसिल–मनशिला** એટલે મણુસિલનું સોળ હજાર વર્ષનું. **सक्करा–शर्करा** હડતાલ–સુરમાદિકનું અઢારહજાર વર્ષનું. **खरपुढवी–खरपृथ्वी** શિલા–પાષાણુ–રત્નાદિક વિગેરેનું બાવીશ હજાર વર્ષનું આયુષ્ય જાણવું આ પ્રમાણે શાસ્ત્રકાર મહારાજે પૃથ્વીકાયના આયુષ્યનું વર્ણન કરેલ છે.

ર્પિણી, પ્રાણ ચાર-સ્પર્શનેન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, આયુષ્યને કાયબળ, યોનિપ્રમાણ સાત લાખ.

૩ તેઉકાય—શરીર અંગુલના અસંખ્યાતમા ભાગનું, આયુષ્ય ઉત્કૃષ્ટ ત્રણ અહોરાત્રિનું, જઘન્ય અન્તર્મૂહુર્ત્ત, સ્વકાર્યસ્થિતિ અસંખ્યાત ઉત્સર્પિણી-અવસર્પિણી પ્રાણ ચાર-સ્પર્શનેન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, આયુષ્યને કાયબળ, યોનિપ્રમાણ સાત લાખ.

૪ વાઉકાય—શરીર અંગુલના અસંખ્યાતમા ભાગનું, આયુષ્ય-ઉત્કૃષ્ટ ત્રણ હજાર વર્ષનું, જઘન્ય અંતર્મૂહુર્ત્ત, સ્વકાયસ્થિતિ-અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણી, પ્રાણ ચાર-સ્પર્શનેન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, આયુષ્યને કાયબળ,યોનિપ્રમાણ સાતલાખ.

૫ પ્રત્યેકવનસ્પતિકાય—શરીરની ઉંચાઇ એક હજાર યોજનથી અધિક[1], આયુષ્ય દશહજાર વર્ષનું, સ્વકા-

---

[1] શ્રી ભગવતિસૂત્રના ઓગણીશમા શતકના ત્રીજા ઉદ્દેશકમાં કહ્યું છે કે—

**जोयण सहस्समहियं, वणस्सई देहमाणमुक्किट्ठं ।**
**तंचगि (कि) ल समुद्दगय जलरुहनालं हवइ रन्ना (भूमा)**

અર્થ-વનસ્પતિકાય (પ્રત્યેક) નું દેહમાન ઉત્કૃષ્ઠ એક હજાર યોજનથી અધિક તે કેવી રીતે-સમુદ્રની અંદર રહેલ કમળની નાળની જેમ એટલે પૃથ્વીની અંદર કમળ ઉગે છે તે પદ્મદ્રહ એક હજાર યોજન ઉંડા છે તેની જમીનમાં કમળનાળનું મૂળ હોય અને પાણીના ઉપરના ભાગમાં કમળના પાંદડાં હોય છે એટલે મૂળને પાંદડા પા-

સ્થિતિ–અસંખ્યાઉત્સર્પિણી–અવસર્પિણી, પ્રાણ ચાર–સ્પર્શનેન્દ્રિય, શ્વાસોશ્વાસ, આયુષ્ય ને કાયબળ, યોનિપ્રમાણ દશ લાખ.

૬ સાધારણ વનસ્પતિકાય—શરીરની ઉંચાઇ જઘન્ય–ઉત્કૃષ્ટ અંગુલના અસંખ્યાતમા ભાગની, આયુષ્ય અંતર્મુહૂર્ત્ત, સ્વકાયસ્થિતિ અનંતી ઉત્સર્પિણી–અવસર્પિણી, પ્રાણ ચાર–સ્પર્શનેન્દ્રિય, શ્વાસોશ્વાસ, આયુષ્યને કાયબળ, યોનિપ્રમાણ ચૌદ લાખની.

૭ બેઇંદ્રિય—શરીરની ઉંચાઇ બાર જોજન, આયુષ્ય બાર વર્ષનું, *સ્વકાયસ્થિતિ–સંખ્યાતા વર્ષની, પ્રાણ છ–સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય, શ્વાસોશ્વાસ, આયુષ્ય, કાયબળ ને વચનબળ, યોનિપ્રમાણ બે લાખની.

૮ તેઇંદ્રિય—શરીરની ઉંચાઇ ત્રણ ગાઉની. આયુષ્ય ઓગણપચાસ દિવસનું, સ્વકાયસ્થિતિ સંખ્યાતા વર્ષની, પ્રાણ સાત–સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેંદ્રિય, શ્વાસોશ્વાસ. આયુષ્ય, કાળબળને વચનબળ.

---

ણીની ઉંચાઇથી વિશેષ છે તેથી એક હજાર જોજનથી અધિક કહેલ છે. (લક્ષ્મી દેવીનું નિવાસ સ્થાન જે કમળ છે તે પૃથ્વિનો પરીણામ છે તે અહી ન લેવું અહી તો કમળ વનસ્પતિ કાય લેવાનું છે.)

* પંચ સંગ્રહમાં કહ્યું છે કે– " विगलाइए वाससहस्सं-खेज्जत्ति " વિગલેન્દ્રિય પોતાની કાયને વિષે સંખ્યાતા વર્ષ સુધી ઉપ .

યોનિ પ્રમાણુ બે લાખની.

૯ ચૌરિન્દ્રિય—શરીરની ઉંચાઈ એક યોજન ( ચાર ગાઉ ) ની, આયુષ્ય ૭ માસનું, સંખ્યાતા વર્ષની સ્વકાયસ્થિતિ, આઠ પ્રાણુ-( ચાર ઇંન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, આયુષ્ય, કાયબળ, ને વચનબળ ), બે લાખ જીવા યોનિ,

પંચેન્દ્રિયના ૪ ભેદો.

૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય, ૪ દેવતા.

નારકીના સાત ભેદ—૧ ઘમા, ૨ વંશા, ૩ સેલા, ૪ અંજણા, ૫ રિઠ્ઠા, ૬ મઘા, ૭ મઘાવતી.

૧ ઘમા-રત્નપ્રભા—શરીરની ઉંચાઇ ૭ાા ધનુષ્યને ૬ આંગળ, આયુષ્ય એક સાગરોપમ, સ્વકાયસ્થિતિ-પોતાની કાયમાં ઉત્પન્ન થતા નથી, પ્રાણુદશ.

૨ વંશા-શર્કરાપ્રભા—શરીરની ઉંચાઇ ૧૫ાા ધનુષ્યને ૧૨ આંગળ, આયુષ્ય ઉત્કૃષ્ટ ત્રણ સાગરોપમ, સ્વકાય સ્થિતિ નથી, પ્રાણુ દશ.

૩ શેલા-વાલુકાપ્રભા—શરીરની ઉંચાઇ ૩૧। ધનુષ્ય, ઉત્કૃષ્ટાયુષ્ય સાત સાગરોપમ, સ્વકાયસ્થિતિ નથી, પ્રાણુ દશ.

૪ અંજણા-પંકપ્રભા—શરીરની ઉંચાઇ ૬૨ાા ધનુષ્ય, ઉત્કૃષ્ટાયુષ્ય દશ સાગરોપમ, સ્વકાયસ્થિતિ નથી, પ્રાણુ દશ.

૫ રિઠ્ઠા–ધૂમપ્રભા—શરીરની ઉંચાઈ ૧૨૫ ધનુષ્ય, ઉત્કૃષ્ટ આયુષ્ય સત્તર સાગરોપમ, સ્વકાયસ્થિતિ નથી, પ્રાણ દશ.

૬ મઘા–તમ:પ્રભા—શરીરની ઉંચાઇ ૨૫૦ ધનુષ્ય, ઉત્કૃષ્ટાયુષ્ય બાવીશ સાગરોપમ, સ્વકાયસ્થિતિ નથી, પ્રાણ દશ.

૭ માઘવતી–તમસ્તમ:પ્રભા—શરીરની ઉંચાઈ ૫૦૦ ધનુષ્ય, ઉત્કૃષ્ટાયુષ્ય તેત્રીશ સાગરોપમ, સ્વકાયસ્થિતિ નથી પ્રાણ દશ.

સાતે નારકીનું યોનિ પ્રમાણ ચાર લાખ.

તિર્યંચ પંચેંદ્રિયના ત્રણ ભેદ.

૧ જલચર, ૨ સ્થળચર, ૩ ખેચર, ૪ ઉરપરિસર્પ, ૫ ભુજપરિસર્પ.

૧ જલચર ગર્ભજ—શરીરની ઉંચાઇ એક હજાર જોજન, આયુષ્ય ઉત્કૃષ્ટ ક્રોડ પૂર્વનું, સ્વકાય સ્થિતિ સાત આઠ ભવની, પ્રાણ દશ.

૨ સ્થળચર ગર્ભજ—શરીરની ઉંચાઇ ૬ ગાઉની. આયુષ્ય

---

નારકી મરીને પોતાની કાયને વિષે એટલે વચ્ચે ભવ કર્યા સિવાય ઉત્પન્ન થતા નથી. તેથી તેની સ્વકાયસ્થિતિ નથી, સામુદાયિક સાતે નારકીનું ઉત્કૃષ્ટાયુષ્ય ૩૩ સાગરોપમ કહેલ છે, વર્ણ, ગંધ, રસ ને સ્પર્શ જે એક સરખા હોય તેને યોનિ કહે છે.

ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમનું, સ્વકાય-સ્થિતિ સાત આઠ ભવની, પ્રાણ દશ.

૩ ખેચર ગર્ભજ—શરીરની ઉંચાઈ ૨ થી ૯ ધનુષ્યની, આયુષ્ય ઉત્કૃષ્ટ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ, સ્વકાય સ્થિતિ સાત આઠભવની, પ્રાણદશ

ઉરપરિસર્પ ગર્ભજ—શરીરની ઉંચાઇ એક હજાર જોજનની, આયુષ્ય ઉત્કૃષ્ટ પૂર્વ ક્રોડ વર્ષનું, સ્વકાયસ્થિતિ સાત-આઠભવની, પ્રાણ દશ.

ભુજપરિસર્પ ગર્ભજ—શરીરની ઉંચાઇ ૨ થી ૯ ગાઉની, આયુષ્ય ઉત્કૃષ્ટ પૂર્વ ક્રોડ વર્ષનું, સ્વકાયસ્થિતિ સાત-આઠભવની, પ્રાણ દશ.

તિર્યંચ પંચેંદ્રિયની યોનિ પ્રમાણ ચાર લાખની.

## હવે સમૂર્ચ્છિમનું સ્વરૂપ કહે છે-

૧ જલચર—શરીરની ઉંચાઈ એક હજાર જોજનની, આયુષ્ય ઉત્કૃષ્ટ પૂર્વક્રોડ વર્ષનું, પ્રાણ નવ.

૨ સ્થલચર—શરીરની ઉંચાઇ બેથી નવ ગાઉની, ઉત્કૃષ્ટ આયુષ્ય ૮૪૦૦૦ વર્ષનું, પ્રાણ નવ.

૩ ખેચર—શરીરની ઉંચાઇ બેથી નવ ધનુષ્યની, ઉત્કૃષ્ટ આયુષ્ય ૭૨૦૦૦ વર્ષનું, પ્રાણ નવ.

૪ ઉરપરિસર્પ—શરીરની ઉંચાઇ બેથી નવ જોજન, ઉત્કૃષ્ટ આયુષ્ય ૫૩૦૦૦ વર્ષનું, પ્રાણ નવ.

૫ ભુજપરિસર્પ—શરીરની ઉંચાઈ બેથી નવ ધનુષ્ય, ઉત્કૃષ્ટ આયુષ્ય ૪૨૦૦૦ વર્ષનું, પ્રાણ નવ.

## મનુષ્યના ત્રણ ભેદ.

૧ કર્મભુમિના, ૨ અકર્મભુમિના ૩ અંતરદ્વીપના

ગર્ભજ મનુષ્ય—શરીર ત્રણ ગાઉનું, આયુષ્ય ત્રણ પલ્યોપમ, ઉત્કૃષ્ટ સ્વકાયસ્થિતિ સાત–આઠભવ, પ્રાણ દશ, યોનિ પ્રમાણ ચોદ લાખનું છે.

સંમૂચ્છિમ મનુષ્ય—શરીર અંગુલના અસંખ્યાતમા બાગનું આયુષ્ય અંતર્મૂહુર્ત્ત, પ્રાણ સાત–આઠ* હોય.

## દેવતા*ને વિષે પાંચદ્વાર કહે છે—

૧૦ ભુવનપતિ—શરીર પ્રમાણ સાત હાથનું, આયુષ્ય અસુરકુમારનું ઉત્કૃષ્ટ એક સાગરોપમથી અધિક, બાકીના નવનું દેશે ઉણું બે પલ્યોપમ, સ્વકાયસ્થિતિ નથી, પ્રાણ દશ છે.

---

તિર્યંચપંચેન્દ્રિયને મનુષ્યનું શરીર પ્રમાણ તથા આયુષ્ય જુગલિકનર ને તિર્યંચ આશ્રી જાણવું.

* સમૂર્ચ્છિમ મનુષ્યને ભાષા પર્યાપ્તિ ન હોય તેથી આઠ પ્રાણ ને તેમાં જો શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ પૂર્ણ કર્યા સિવાય મરણ પામે તો સાત પ્રાણ હોય.

* દેવતાઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૩૩ સાગરોપમ, યોનિપ્રમાણ દરેક દેવતાની સામુદાયિક ચાર લાખની, સ્વકાયસ્થિતિ નથી કેમકે દેવ મરીને દેવ થતા નથી, પ્રાણ દશ છે.

૮ વ્યંતર—શરીર સાત હાથનું, આયુષ્ય એક પલ્યોપમ, સ્વકાયસ્થિતિ નથી, પ્રાણ દશ છે.

૫ જ્યોતિષી—શરીર સાત હાથનું, આયુષ્ય-૧ ચંદ્રમાનું ૧ પલ્યોપમને એક લાખ વર્ષ, ૨ સૂર્ય-૧ પલ્યોપમને એક હજાર વર્ષ, ૩ ગ્રહ-૧ પલ્યોપમ, ૪ નક્ષત્ર-અર્દ્ધ પલ્યોપમ, ૫ તારા એક પલ્યોપમનો ¼ ભાગ, સ્વકાયસ્થિતિ નથી, પ્રાણ દશ.

વૈમાનિક—

૧ સૌધર્મ—શરીર સાત હાથનું, આયુષ્ય ઉત્કૃષ્ટ બે સાગરોપમ

૨ ઇશાન—શરીર સાત હાથનું, આયુષ્ય બે સાગરોપમ અધિક.

૩ સનત્કુમાર—શરીર છ હાથનું, આયુષ્ય સાત સાગરોપમ.

૪ માહેંદ્ર—શરીર છ હાથનું, આયુષ્ય સાત સાગરોપમ અધિક.

૫ બ્રહ્મ—શરીર પાંચ હાથનું, આયુષ્ય ૧૦ સાગરોપમ.

૬ લાંતક—શરીર પાંચ હાથનું, આયુષ્ય ચૌદ સાગરોપમ.

૭ શુક્ર—શરીર ચાર હાથનું, આયુષ્ય સત્તર સાગરોપમ.

૮ સહસ્રાર—શરીર ચાર હાથનું, આયુષ્ય અઢાર સાગરોપમ.

૯ આનત—શરીર ત્રણ હાથનું, આયુષ્ય ઓગણીશ સાગરોપમ

૧૦ પ્રાણત—શરીર ત્રણ હાથનું, આયુષ્ય વીશ સાગરોપમ.

૧૧ આરણ—શરીર ત્રણ હાથનું, આયુષ્ય એકવીશ સાગરોપમ.

**૧૨ અચ્યુત—શરીર ત્રણહાથનું, આયુષ્ય બાવીશ સાગરોપમ.**

નવ ગ્રૈવેયક—શરીર બે હાથનું, આયુષ્ય-૧ સુદર્શનનું ૨૩ સાગરોપમ, ૨ સુપ્રતિષ્ઠનું ૨૪ સાગરોપમ, ૩ મનોરમનું ૨૫ સાગરોપમ, ૪ સર્વતોભદ્રનું ૨૬ સાગરોપમ, ૫ વિશાલનું ૨૭ સાગરોપમ, ૬ સૌમ્યનું ૨૮ સાગરોપમ, ૭ સૌમનસનું ૨૯ સાગરોપમ, ૮ પ્રીતિકરનું ૩૦ સાગરોપમ, ૯ આદિત્યનું ૩૧ સાગરોપમ.

**પાંચ અનુત્તરવિમાન—**

શરીર પ્રમાણ એક હાથનું, પહેલા ચારનું આયુષ્ય ૩૧ થી ૩૩ સાગરોપમનું, પાંચમા સર્વાર્થસિદ્ધનું ૩૩ સાગરોપમનું છે.

**મુક્તિ-મોક્ષના જીવને—**

શરીર નથી, આયુષ્ય નથી, સ્વકાય સ્થિતિ નથી, પ્રાણ નથી ને યોનિ પણ નથી. સાદિ અનંત સ્થિતિ છે, કેમકે મોક્ષમાં ગયા તેની આદિ છે, પરન્તુ ત્યાંથી પુનઃ આવવાનું નથી તેથી અનંત છે, વર્ણ-ગંધ-રસ સ્પર્શ નથી એટલે અશરીરી ને અક્ષય-અવ્યાબાધ સ્થિતિવાળા સિદ્ધ ભગવાન છે.

**॥ સમાપ્તમ્ ॥**

# જાહેર ખબર.

અમારે ત્યાંથી સાક્ષરરત્ન મર્હૂમ શ્રેષ્ઠિવર્ય શ્રીયુત અનુપચંદ મલુકચંદ કૃત નીચે મુજબ પુસ્તકો મળે છે, માટે મંગાવનાર બન્ધુઓએ પોતાના ચોક્કસ ઠેકાણા સાથે નીચેના ઠેકાણેથી મંગાવી લેવા. પોસ્ટ ખર્ચ તથા વી. પી. ખર્ચ અલગ સમજવું.

ચૈત્યવંદન ચોવીશી તથા પ્રશ્નોત્તર રત્ન ચિંતામણિ. ૦-૧૪-૦

અઢાર દૂષણ નિવારક. ૦-૬-૦

લખો—

શાહ ચુનીલાલ રાયચંદ.
ઠે. શ્રીમાળી મહોલ્લો.
ભરૂચબંદર.

શિવલાલ ઝવેરચંદ સંઘવી.
ઠે. શ્રીમાળી મહોલ્લો.
ભરૂચબંદર.

## રૂ. દશ હજારની જરૂર.

ભરૂચ પાંજરાપોળના આંધળા લુલાં અને અશક્ત જનાવરો ઉપર દયા લાવી પોતાનો સખી હાથ લંબાવી યથાશક્તિ પ્રમાણે મદદ આપી મહાન પુણ્ય ઉપાર્જન કરશો.

## શ્રી ગંધાર તીર્થ માટે.

## રૂ. ૫૦૧ ની જરૂર.

આ ગામ યાત્રાનું મથક છે, **શ્રી અમીઝરા પાર્શ્વનાથ** બિરાજમાન છે, ત્યાં ધર્મશાળાની આસપાસ ઓરડીઓ દશ વધારવાની જરૂર છે, તો જે સદ્‌ગૃહસ્થ રૂ. ૫૦૧ મોકલી આપશે, તેમના નામનું કાયમી બોર્ડ ઓરડી ઉપર ચડાવવામાં આવશે. (યાત્રા જવા માટે ભરૂચથી મોટરનું સાધન છે, તો ખાસ કરીને યાત્રાનો લાભ લેશો.)

## રૂ. પાંચ હજારની જરૂર.

આ શહેરમાં ઉપાશ્રયની નજીક છુટી જમીન રૂપીઆ ત્રણ હજારમાં લીધી છે, તેનાપર બાંધકામ કરવાનું છે, તો કોઇ સખી સદ્‌ગૃહસ્થ રૂ. ૫૦૦૦ આપશે તેનું કાયમી પાટીઉં ચડાવવામાં આવશે.

વ્યવસ્થાપક—

**શાહ ચુનીલાલ રાયચંદ.**

ઠે. શ્રીમાળીમહોલ્લો—ભરૂચબંદર.